(૧)

**મા**રવી મલીરનુ સૌથી મોટુ ગૌરવ હતી અને મલીરની સૌથી મોટી ચિન્તા પણ મારવી જ હતી

મારવી એટલે મરુભૂમિની દુહિતા રણની રૂપેરી રેતીની સુતા વેણુનન્દિની તરસની તનયા અને સાથોસાથ આગના ઉચ્છ્વાસ મહતી રણરેતીની બરાબર વચ્ચોવચ્ચ આવેલ મલીરની આ મારવી શીતળ સુધારસની એક વીરડી હતી

એ છોકરીને જોઇને મલીરની સો એક ઘરની વસતિ આખીય આનંદથી પુલકિત થઈ પડતી અને છતા એને કુતૂહલ પણ થતુ કે રાજદરબારમા શોભે અને ત્યા જ સચવાય એવુ આ રૂપ રણની વચ્ચોવચ્ચ સ્રષ્ટાએ કિરતારે કેવા ન ધાર્યુ છે! ગામના કોઇ કોઇ અતિશ્રદ્ધાળુ વૃદ્ધો તો મારવીની વાત નીકળતા વેંત, બે હાથે પોતાના બે કાનની બે બુટ પકડીને પળ બે પળ આખ્યા મીચી જતા, અને પછી પાંપણ ઉપર મણ મણ વજન પડ્યુ હોય એવી રીતે બહુ જ ધીમે ધીમે આંખો ઉઘાડી આકાશ સામે દયાયાચતી એક મીટ માંડી પોતાના બન્ને ગાલ પર પોતાના જ હાથે ત્રણ ત્રણ થપાટો મારી માથુ ધુણાવતા બોલી ઊઠતા "કમાલ છે તારી કુદરત કિરતાર કમાલ છે તારી કુદરત!"

મારવી જેટલી માબાપના ખોળામા ઊછરી હતી તેથી રે વધુ ગામના ખોળામા ઊછરી હતી તેને આખાના આ ના ગામના

ગામના વૃદ્ધોએ તેને પોતાની પુત્રવધૂ બનાવવાના સ્વપ્ન સેવ્યા હશે એ નિશ્ચિત જ જાણે!

ગામના જુવાનોની તો મારવી આરાધ્યદેવી જ હતી. એ કૂવે પાણી ભરતી હોય, કે ફળિયામાં ઘરકામ કરતી હોય, ગામના પાદરમાં આવેલા બગીચામાં ફરતી હોય, કે પરબને ટાણે નઈ અતિથિપણીને ઘેર જાય, ગામ-માતાના નાનકડા મંદિરમાં વેલણ અને ઢોલક સાથે ગીતો ગવડાવતી હોય, જુવાનોની નજર નિરંતર મારવીના દિશામાં જ રહેતી.

આ બધા જુવાનોમાં સૌથી વધુ અધીરો ફોગસેન હતો. મારવીને તે પોતાના મનથી પોતાની જ લખતો. ગામના બીજા જુવાનો મારવી વિશે કંઈક આત્મીયતાથી વાતો કરતા ત્યારે તે એમનો બધો ગુસ્સો — કોઈ ભેંસ વાઘ ને ક્ષુબ્ધ થવાની અણી પર આવીને રહી જતું! ફોગસેનનું આવું વર્તન પોતાના નાનકડા મંદિરની શાંતિ અને સ્વસ્થતામાં એક દિ' આગનો તણખો ચાંપશે એવી દહેશત ગામના સમજુ વૃદ્ધો અને પાકટોમાં ધીરે ધીરે ઘર કરતી જતી હતી. આ સૌ મારવીના માબાપને પોતપોતાની રીતે, આવી રહેલા આ ભય સામે ચેતવણીઓ આપ્યા કરતા હતા. ગામમાંથી કોઈ સારો મૂરતિયો શોધી મારવીનું સગપણ કરી નાખી એના હાથ માટેની હરીફાઈને સદાને માટે નિર્મૂળ કરી નાખવાની શિખામણ આ લોકો મારવીના માતાપિતાને, કોઈ ને કોઈ રીતે પહોંચાડયે જ જતા હતા.

ગામના બુઝુર્ગોમાં ચાલતી વૃદ્ધોની આ પ્રવૃત્તિએ ફોગસેનને વધુ અધીરો બનાવ્યો. ફોગસેન પ્રારબ્ધવાદી તો હતો જ નહિ. મારવીના માબાપની રુચિ-અરુચિ ક્યા પ્રકારનો આગ્રહ ધારણ કરે છે તેની રાહ જોવા જેટલી તેનામાં સબૂરી નહોતી. એક રાતે વાળુ પતાવ્યા પછી તે મારવીને ખોરડે પહોંચ્યો અને મારવીના માબાપ પાસે પોતાના માટે તેણે નરોણી નાખી. મારવીના હાથની તેણે બહુ જ સ્વસ્થતાપૂર્વક માગણી કરી.

માન્વીના માબાપ તો સડક જ થઈ ગયાં. છોકરીના માબાપ પાસે, છોકરો પોતા માટે માગું નાખે...એવો પ્રસંગ ગામના આખા પંથકના ઇતિહાસમાં કદી બન્યો નહોતો. ફ્રેગમેને પોતે સમજાવ્યું તેવી રીતે, એની વતી માગું કરવા મારવીના બાપને ત્યાં આવે, એવાં કોઇ નિકટના સગાઓ ફ્રેગમેનને નહોતાં એ ખરું પણ તેથી શું થઇ ગયું? ગામના વૃદ્ધો ક્યાં નહોતા! કોઇને ઇશારો સરખો પણ કર્યો હોત તો...

'પણ મને જવાબ શો આપો છો?' પરાપૂર્વથી ચાલ્યા આવેલા એક રિવાજનો ભંગ થયાનું દુઃખ વ્યક્ત કરી રહેલા મારવીના પિતાને ફ્રેગમેને અધીરાઇથી પૂછ્યું: 'મારે જવાબ જોઇએ છે.'

'શેનો જવાબ?'

'કેમ શેનો? મેં માગું નાખ્યું તેનો!'

માન્વીનો બાપ ખડખડાટ હસી પડયો' 'પહેલા માગા નાખવાની રીતરસમોનો અભ્યાસ કરો, ભાઇ; પછી આવી રીતે જવાબ માગવા આવો!' એવો અર્થ માન્વીના પિતાના એ મુક્ત હાસ્યમાં ફ્રેગમે ને વાંચ્યો.

અને ગુસ્સાથી ધાંયો ચડાવતો ચડાવતો તે ઘરની બહાર નીકળી ગયો.

અને તે પછી બીજે જ દિવસે ખતમેન નામના એક જુવાન સાથે માન્વીના માબાપે માન્વીનું વેવિશાળ મહીનાના રીતરિવાજ પ્રમાણે, ધામધૂમથી જાહેર કરી દીધું.

## (૨)

**કા**મદેવની કરામત પણ ન્યારી જ છે! તમે જેને ચાહતા હો, એ તમને ચાહવાને બદલે, કોઇ બીજાની જ પાછળ ભટકતું ફરે એવો સામાન્ય અનુભવ ભર્તૃહરિએ એક શ્લોકમાં ગાયો છે. માન્વીની એક બહેનપણી બર્ટી (કર્ટી) ને પણ આવો જ અનુભવ થઇ રહ્યો

કહેતા એની હડપચી પકડી, એની આખોમા પોતાની આખોને પરોવી, એકાદ ક્ષણ તે ઊભો રહ્યો.

બિચારી ખતૂરી ! તે તો પાણી પાણી થઇ ગઇ. પ્રિયતમની આખોનો અને પ્રિયતમની અગુલિઓનો આવો રોમાચક સ્પર્શ આ પહેલાં તેણે કદી માણ્યો નહોતો.

વેગથી ધડકતે હૃદયે અને કમ્પતે ગાત્રોએ, આવનારી અમૃત-ઝડીની તે પ્રતીક્ષા કરી રહી !

'તું મને ખરેખર ચાહે છે, ખતૂરી ?' આવનારી અમૃત-ઝડીની મીઠાશને વધારવા માટે જ જાણે મુકામ પૂછાયો હોય એવો પ્રશ્ન આવ્યો.

'કસોટી કરી જો !' ખતૂરીના મુજતા હોઠે જવાબ દીધો.

'મારે ખાતર તું...?'

'આગ ઉપર ચાલીશ, કૂવામા પડીશ, ઝેર પીશ તુ જે કહે તે કરીશ'

ખતૂરી વધુ બોલી જ ન શકી, તેના અધર ઉપર અમૃતની ઝડીઓ વરસવી શરૂ થઇ ગઇ હતી

તોફાની પવનનો એક સપાટો પૂરો થઇ ગયા પછી, વિવશ ખતૂરીને બાથમાથી છૂટી કરી, કાળમીંઢને પણ ઓગાળી નાખે એવુ એક સ્મિત કરીને ફ્રોગે કહ્યુ:

'હુ તારી પાસે જે કરાવવા માગુ છુ તે ખતૂરી, આગમા ચાલવા જેવુ કે ઝેર પીવા જેવુ ભયાનક કામ નથી એવુ કામ હુ તારા જેવી કુસુમકળી પાસે કરાવુ પણ ખરો ?'

'પણ ત્યારે કામ શુ છે તે કહેને !'

'પહેલા તુ વચન આપ !' પાસેની વાડ પર વીંટળાયેલી એક

જંગલી ફૂલ-વેલના કેટલાંક ફૂલ ચૂંટી, ખતૂરીના લાંબા વાળની રમતિયાળ લટોમાં ગૂંથતા ફોગે કહ્યું:

'હજુયે વિશ્વાસ નથી?'

'એમાં વિશ્વાસનો સવાલ નથી, ખતૂરી, પણ...'

'તો લે, આપ્યું વચન!' ફોગનો જમણો હાથ પોતાના હાથમાં લઇ, તેની હથેળીને પોતાના હૃદય ઉપર ચાંપતાં, ખતૂરી બોલી: 'બોલ હવે, શું જોઇએ છે?'

'તું મારવીની બહેનપણી છો, ખતૂરી!

'હું, તેથી શું?'

'તારું વચન એ કદી પણ ન ઊથાપે!'

'એ તો વખત આવે ત્યારે ખબર પડે, ફોગ. પણ તું કહેવા શું માગે છે?'

'મારે એક વાર મારવીને મળવું છે, ખતૂરી.'

'હેં?'

'એમાં ગભરાવાની જરૂર નથી. એને પરણવાના સ્વપ્નને તો મેં મારા મનમાંથી ક્યારનું યે ઊખેડી નાખ્યું છે. પણ એક વાર, ફક્ત એક જ વાર...'

'એની માયા મુકાતી નથી, કાં?'

'એક વાર એની સાથે મળું, બોલું ચાલું, મારા હૃદયની વાતથી એને વાકેફ કરું, એટલું જ મન છે, ખતૂરી! એટલું તું કરી આપ, એટલે એની મોયામાંથી હું છૂટો અને પછી, આપણે બે નિરાંત...'

ખતૂરીને બાથમાં લઈને ફોગે ફરી એના મુખ ઉપર ચુમ્બનોની ઝડી વરસાવી.

'કરીશને એટલું ?'

'જરૂર' એકાએક આવી પડેલ સ્વર્ગસુખથી બેબાકળા જેવી બની ગયેલી ખનૂરીએ જવાબ આપ્યો 'પણ તે એક શરતે ..'

'કે ?'

'કે તે પછી તારે માન્વીની દિશામાં કદી જોવું જ નહિ!'

'કબૂલ છે.'

(૩)

**મા**ન્વીની સાથે સગપણ થયા પછી ખેતમેનની લોકપ્રિયતામાં એકાએક ભરતી આવી ગઈ ખાસ કરીને જુવાનો તો તેની આસપાસ પાકી ખજૂરના ઢગલા ઉપર માખીઓ બણબણે તેમ ભેગા થઈને બણબણતા જ રહેતા. પહેલા જેઓ તેની સામે જોવા સુદ્ધાંની તસ્દી નહોતા લેતા, તેઓ, હવે તે જ્યાં મળે ત્યાં તેને ઊભો રાખી ખબરઅંતર પૂછતા અને વાતોએ ચઢાવતા, કોઈ ને કોઈ બહાને તેને ઘેર જનારાઓની અને તેની દોસ્તી શોધનારાઓની સંખ્યા રોજ-બ-રોજ વધતી જ જતી હતી

આ નવા મિત્રોમાં સૌથી વધુ ઉત્સાહી અને આગ્રહી ફ્રોગમેન હતો. માન્વીના બાપે પસંદગીનો કળશ ખેતમેન ઉપર ઢોળ્યો છે એવી ખબર પડતા જ તે હૃદયની આગને હૃદયમાં જપ્ત કરીને મુબારકબાદી આપવા દોડેલો ને ખેતમેનને ઘેર આ મુબારકબાદી આપતા આપતા, ખેતમેનના હૃદય ઉપર તેણે એટલી બધી છાપ ઠસાવી દીધી હતી, કે ખેતમેન આ બનાવ પછી તેને જ દેખતો થઈ ગયો હતો. ફ્રોગમેનના મનમાં માન્વીને માણવાના કોડ હતા. માન્વીના હાથનું વિધિસર માગું કરવા માટે તે જાતેજ માન્વીને ઘેર ગયો હતો એ હકીકત ગામમાં કોઈ જાણતું નહોતું! બે જણ સિવાય! માન્વીના બાપે તો

ફોગમેનવાળી આખીયે ઘટના, તે બની તે જ ગતે, પોતાના કળિયામાં દાટી દીધી હતી; અને બ્રુનૂરી ફોગમેનના મોહમાં એટલી બધી અંધ હતી કે એના વિરુદ્ધ એક અક્ષર પણ, ન એના મોંમાંથી નીકળે, ન એના કાન પર નાખી શકાય! એટલે ફોગમેનનો માર્ગ મોકળો હતો. લુચ્ચો, ખંધો, કાવતરાબાજ, હસમુખો, ફળદ્રુપ મગજવાળો અને વાચાળ ફોગમેન, જોતજોતામાં, ભોળા અને ઊર્મિલ બેનમેનના દિલ--દિમાગનો કબજો લઈને બેસી ગયો!

એક દિવસે આ બન્ને મિત્રો, દિવસના કામથી પરવારીને ટહેલતાં ટહેલતાં ગામથી અર્ધોક ગાઉ દૂર એક નાનકડી નદી હતી ત્યાં સુધી નીકળી ગયા હતા. નદી કહી એટલે સામાન્ય રીતે આપણને જાડા-પાતળા, છીછરા ઊંડા, પણ પાણીના પ્રવાહનો ખ્યાલ આવે છે. પણ મલીરની આ નદી તો ફક્ત રેતીની જ હતી! પાણી તો તેમાં આખા વરસ દરમ્યાન ફક્ત થોડા જ દિવસો સુધી રહેતું. કદીક કદીક, ઉપરવાસમાં ક્યાંક સારી રીતે વરસાદ થયો હોય ત્યારે! બાકી તો બન્ને કાંઠે દોઢ-બે માથોડાં ઊંચી ભેખડો અને વચ્ચે સોએક કદમ પહોળો રેતીનો પટ! આ ભેખડ ઉપર ઊભા ઊભા, સવારે ગામની પાછળ ઊગતા સૂરજની અને સાંજે રણની ક્ષિતિજ નીચે ઊતરી જતા સૂરજને જોવાની મઝા કંઈક અનેરી જ હતી.

આથમતો સૂરજ અર્ધોક ક્ષિતિજની નીચે ઊતરી ગયો ત્યાં સુધી બન્ને મિત્રોએ કાંઠા ઉપર ટહેલ્યા જ કર્યું.

પછી જાણે લાંબા વખતથી મનમાં ગોળાઈ રહેલી કોઈ વાત પરાણે બહાર સરતો હોય એવી રીતે બેનમેન બોલી ઊઠ્યો.

'તને ખબર તો છે ને ફોગ, કે આખા મલીરમાં તારા જેવો ચતુર જવાન બીજો કોઈ ભાગ્યે જ નીકળશે'

ફોગે એનો જ જવાબ ન આપ્યો. સહેજ મોં મલકાવીને એ ડૂબતા સૂર્ય તરફ જોઈ જ રહ્યો.

'મારે તને એક સવાલ પૂછવો છે ફોગ!'

- 'તે વાટ કોની જુએ છે ખેત! પૂછી નાખને જે પૂછવું હોય તે'

'પણ તું મારી મશ્કરી તો નહિ કરે ને?'

'તું સવાલ પૂછે એમાં હું મશ્કરી શા માટે કરું?'

'કોણ જાણે! કદાચ મારો સવાલ જ તને રમુજી લાગે!'

'હવે પૂછ ને ભાઇ, પૂછતો હોય તો?'

'પણ જવાબ દેવો પડશે'

'દઇશ, આવડશે તેવો'

[ ૪ ]

'**મા**રો સવાલ એ છે, ફોગ કે સ્ત્રીઓ વિષે તારો શો મત છે?'

ફોગ હસી પડયા

'જોયું ને!' ગરીબડા અવાજે ખેતે રાવ કરવા માંડી 'હું નહોતો કહેતો કે મારો સવાલ તને રમુજી લાગશે!'

'તો પછી એવો રમુજી સવાલ પૂછે છે શું કરવા?'

'કારણ કે મારા મનમાં એ ઘણા વખતથી ઘોળાયા કરે છે'

'ઘણા વખતથી, એટલે કેટલા વખતથી?'

'તું મારો દિલોજાન દોસ્ત છે, ફોગ, તારી પાસે ખોટું નહિ બોલું. સગપણ થયું છે ત્યારથી'

ફોગની મુખમુદ્રા પર, એકાએક, કંઇક ગંભીરતા પથરાઇ ગઇ કોઇ ખોવાયેલી ચીજ ખાળતો હોય એવી રીતે સૂર્યાસ્ત પછી નદીના રેતાળ પટ પર ઊતરી રહેલ અંધારામાં તે ખોવાઇ ગયો

ખેત આગળ બોલ્યે જતો હતો

'ગામમાં સૌ જાણે છે, ફ્રોગ, કે..કે...'

'કે શું?' હોઠ સુધી આવેલી હૃદયની એકાદ વાતને પાછી હૃદયમાં ધકેલવાની કોશિશ કરતા ખેતને ફ્રોગે પૂછ્યું.

'કે...સ્ત્રીઓની બાબતમાં મને કશી જ ગતાગમ નથી',

'તને નથી, તો બીજા કોને છે?'

'બીજાની વાત હું નથી જાણતો, ફ્રોગ! પણ જનમ ધરીને આજ દિ' સુધીમાં મેં નથી કોઈ છોકરી સાથે એકાંતમાં એક પળ ગાળી, કે નથી કોઇની સાથે મેં બેચાર શબ્દોની પણ આપ–લે કરી: અને તેમાં એકાએક...'

ખેતસેન વળી પાછો અટકી ગયો. હવે પછી તે જે વાત કહેવા માગતો હતો તે તેના ગળામાં જ અટકી પડી હતી.

'અને તેમાં એકાએક શું?' શરમાતી–મૂંઝાતી વાતને બહાર લાવવા માટે ફ્રોગને પૂછ્યું

'તેમાં એકાએક... માડ સમપણ થયું!'

'માનવી સાથે' એટલા શબ્દોને ખેતસેને માંડ માંડ પેટમાં ગળ્યા હતા, એ ફ્રોગસેન તરત જ સમજી ગયો. અને છતાં જાણે કશું જ ન સમજતો હોય એવું મ્હોં કરીને એ બોલ્યો:

'પણ તેથી શું?'

'તેથી—તેથી તો આ સવાલ તને પૂછયો, ફ્રોગ, કે સ્ત્રીઓ વિષે તું શું ધારે છે?'

'પણ આવો સવાલ મને જ પૂછવાનું કારણ, ખેત?'

'એ તો તું મારો સૌથી નિકટનો દોસ્ત છે, ફ્રોગ, અને બીજું, સ્ત્રીઓની બાબત જેટલું તું જાણે છે તેટલું ગામનો બીજો જુવાન ભાગ્યે જ જાણે છે એમ મેં સાંભળ્યું છે'

'સાંભળેલી વાતો બધી જ કે સાચી ઓછી હોય છે ?'

'ન પણ હોય, ફ્રોગ, પણ મારા આ સવાલનો જવાબ તો તારે આપવો જ પડશે.'

'આ નદી વિષે તું શું ધારે છે ખેત ?' એકાએક મોઢ્યો બદલતો હોય એવી રીતે ફ્રોગે પૂછ્યું.

'એને ને મારા સવાલને શો સબંધ ?'

'ઘણો જ. બધો જ. આપણે આવ્યા ત્યારે આથમતા સૂરજના સુંમડા તેજને કારણે એની રેતી મનોહર લાગતી હતી અને એ રેતીનો એક એક કણ જુદો વરતાઈ આવતો હતો.'

'હા...આ !' કોઇ નવો પ્રકાશ લાધવાની શરૂઆત થતી હોય, એવા ભાવથી ખેતસેને હોકારો આપ્યો.

'અને અત્યારે શી સ્થિતિ છે ? અધારૂ અને રેતી એકરૂપ થવા માડયા છે ઘડી પહેલા નદી મનોહર લાગતી હતી. અને આજે અમાસની રાત છે એ જોતા, બેચાર ઘડી પછી એ કદાચ ભયંકર પણ લાગશે.'

'અને પુનમ હોત તો ?' ફ્રોગમનનો ઝોક પોતાને હવે સમજવા માડયો છે એમ બતાવવા માટે ખેતસેને વચ્ચે સેવ્યું.

'હવે સમજ્યો ખેત, મારા કહેવાનો આશય એ છે કે નદી રૂપાળી લાગે છે કે કદરૂપી, આકર્ષક લાગે છે કે ભયાનક, આનંદદાયક લાગે છે કે મૃત્યુદાયક, તેનો આધાર કેવળ તેના એકલાના પર જ નથી, પરંતુ તેનુ મિલન કોની સાથે થાય છે તેના પર પણ છે ! ચોમાસામા આ જ નદી–જેમા વરસના લગભગ સાડા અગીઆર મહિના રેતી જ ઉડયા કરે છે તે નદી–કોઇ કોઈ વાર એટલી જળબંબાકાર થઈ જાય છે કે ભલભલા તરવૈયાની પણ તમા પડવાની છાતી નથી ચાલતી અને જેવાતેવાને તો એ તાણી જ જાય છે.'

' હશુ ગયે વર્ષે જ આણે ત્રણ જવાનોનો ભોગ લીધેલો !' ફ્રેગસેનના વિવેચનનું સમર્થન કરતાં એનમેને કહ્યું.

' જાણુ છે, એન, અને તેં પૂછેલ પ્રશ્નનો જવાબ પણ એમાં આવી જાય છે. '

' એટલે ?

' એટલે–જેવું નદીનું તેવું જ સ્ત્રીનું ! એક જ સ્ત્રી, જુદા જુદા સંયોગો પામીને કોઇ વાર રમણીય લાગે અને કોઇ વાર, ભયાનક લાગે, કોઇ વાર અમૃતનું કામ કરે અને કોઇ વાર ઝેરનું ! એમા વાંક સ્ત્રીનો નહિ, એન, સંયોગોનો !...હવે પાછા ફરીશું ?'

સ્ત્રી વિષેના ફ્રેગસેનના આવા અભિપ્રાયથી આશ્ચર્યચકિત બનીને એન જાણે થીજી ગયો હતો એનો હાથ ઝાલીને ફ્રેગે એને મહીર તરફ ચલાવવો માંડયો.

પણ ફ્રેગની વાતોએ એ ભીચારા સીધા આદમીના દિલને એટલું તો ચકરાવે ચડાવી દીધું હતું કે નદીના કાંઠા ઉપરથી નીકળીને ઠેઠ પોતાના ઘરના ઝાંપા સુધી ફ્રેગની સાથે સાથે, એ ચાલતો આવ્યો, ત્યાં સુધી એના મોંમાંથી એક અક્ષર પણ ન નીકળ્યો. અને છેવટે ' ઠીક ત્યારે એન, હવે કાલે મળીશ ! ' એમ કહીને ફ્રેગ તેને મૂકીને ચાલ્યો ગયો અને...

' આજે આટલો મોડો ! ' એવા શબ્દો તેણે પોતાના પિતાના મોંએથી સાંભળ્યા ત્યારે જ તેને ભાન થયું કે તે પોતાના ઘરમાં છે !

(૫)

એનમેનને મૂકી, ફ્રેગસેન સીધો પોતાને ઘેર આવ્યો. ઓરડામાં એના ચાર–પાંચ દોસ્તો કોડિયાને અજવાળે ચોપાટ રમતા બેઠા હતા, તેઓ એને જોતાં વેંત જ ગેલમાં આવી ગયા.

'આજ કાલ તારૂં ઠેકાણું જ નથી રહ્યું!' એમાંના એકે કહ્યું. 'રોજ અમને વખતસર આવવાનું વચન આપીને રવાના કરે છે અને રોજ મોડો આવે છે!'

'હવે આવી રહ્યા વખતસર!' બીજાએ ટંકાર કરી.

'કેમ?' આંખો મીચકારીને ત્રીજાએ પૂછ્યું.

'તે તું એને જ પૂછને ભાઈ,' ચોથાએ ત્રીજાને જવાબ આપ્યો અને સૌ હસી પડયા! એક ફ્રેગમેન સિવાય.

'તમે સૌ કહેવા શું માગો છો! હું ખરેખર સમજતો નથી.' ગરીબડા જેવા અવાજે ફ્રેગે કહ્યું.

'કયાંથી સમજે! નાનો કીકલો ખરોને!' વળી પાછા એકે મશ્કરી કરી.

'પણ...' ફ્રેગે બધાની સામે જોઈ, ચહેરા ઉપર નિર્દોષતા પાથરીને પોતાનો બચાવ કરવા માંડયો.

'તું એમ સમજે છે, ફ્રેગ,' ચારે ય વતી બોલતો હોય એવી સત્તાવાહિતાથી એકે તહોમતનામું ઉચ્ચારવા માંડયું: 'કે તારી હિલચાલની દુનિયાને કશી જ ખબર નથી! અરે ભાઇ, દુનિયામા બધું જ છૂપાવી શકાય છે. પણ એક આ પ્રેમ છુપાવી શકાતો નથી!'

'અને સાથે સાથે એમ પણ કહોને, કે દુનિયાના બધા જ રોગોનો ઇલાજ થઈ શકે છે, પણ એક આ પ્રેમરોગનો ઇલાજ થઇ શકતો નથી.' બીજાએ પૂર્તિ કરી...

'અહિં તારી ભૂલ થાય છે,' ત્રીજાએ કહ્યું. 'ફ્રેગમેન રોજ આટલો મોડો આવે છે...તે પોતાને થયેલા રોગનો ઇલાજ કરવા જાય છે, માટે જ તો!'

ફ્રેગની છાતી, જીવનમાં કદી નહોતી ધડકી, તેવી રીતે ધડકવા

માંડી. જે એક વાતને તે છુપાવવા માગતો હતો, તે જ વાત શું છતી થઈ ગઈ છે?

'તમે કોની વાત કરો છો, ભાઈ સાથીઓ?' બધા સામે આર્જવભરી એક નજર ફેંકીને તેણે ખુલાસો માગ્યો.

'......કેમ કોની? પેલી ખતૂરીની!'

હાશ! ફોગનું હૈયું તે ક્ષણે જ હેઠું બેસી ગયું. તેના હૈયામાં નિરાંત થઈ ગઈ. ખતૂરીને અને તેને પ્રેમનો સંબંધ છે એ હકીકત આખું ગામ જાણે, તેની સામે તેને કશો જ વાંધો નહોતો. બલ્કે, એ હકીકત ગામમાં વધુ ચર્ચાય, તેમાં જ તેને ફાયદો હતો, કારણ? કારણ કે એના અંતઃકરણની ખરી નેમ ઉપર, એને લીધે, આડકતરી રીતે, એક ઢાંકો પડદો પડી જતો હતો.

'છોકરી પાસે જ પડે, પછી છોકરો શું કરી શકે?' મુદ્દામ વાતને ચગાવવા માટે જ ફોગે નવેસરથી શરૂઆત કરી.

'તું યે નસીબદાર છો, ફોગ!' એકે કહ્યું.

'નસીબદાર તો ખરો જ ને, નહિતર ખતૂરી જેવી ફૂલફટાક છોકરી માથે પડતી આવે?'

'આવે તમાનામાં પાણી ભર્યું હોય તો!' પોતાના સાથીઓને મીઠાશથી ચીડવતા ફોગે કહ્યું.

'પાણી બાણીનો તો એમાં કંઈ જ સવાલ નથી'...મંડળીમાંથી એકે ખરેખર ચીડાઈને કહ્યું: 'એમ જોવા જઈએ તો એનસેનમાં શું પાણી ભર્યું છે..'

'અને છતાં મલીરના શણગાર જેવી માનવી એને મળી!' બાજાએ ટાપશી પૂરી 'બધી પ્રારબ્ધની વાત છે!'

પ્રારબ્ધની વાત હોય, કે પુરુષાર્થની' નિત્તોતેર વર્ષના વૃદ્ધની અનાવૃત ગંભીરતા ચહેરા ઉપર લાવીને ફોગે કહ્યું: 'પારકી પંચા-

તમા આપણે શું કામ રાત જગાડવી! ચાલો રમલી છે, ને, હજુ બેચાર રમતો!'

* * * *

પણ ફાગની સાથે ચોપાટ રમવાનો લ્હાવો આજે એના માથી એના નસીબમા જ નહોતો!

કારણ કે હજુ કોઈની યે સોગઠી ઘરમાથી બહાર નહોતી નીકળી, ત્યા તો નજીકમા ક્યાંક પાવો વાગવો શરૂ થયો

હવે રાતના ગમે તે પહોરે પાવો વાગવો એ કંઈ મલીને માટે નવી નવાઈની વાત નહોતી. અરે, ફક્ત પાવો જ શું કરવા જંતર, તબુરો, રવાજ, ઢોલક–વેલણ, આદિ અનેક સાજ, આઘા છતા રસ–રસિયા એવા આ ગામમા દિવસ કે રાતનો વિચાર કર્યા વગર, ગમે ત્યારે અને ગમે ત્યા બજી ઉઠતા

એટલે શરૂઆતમા કસારી–તમરા વગેરેના અવાજ જેવા લાગતા આ પાવાના અવાજે ચોપાટ–મંડળીમાથી કોઇનુ ય એ ધ્યાન પોતા તરફ દોર્યું નહિ પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ પાવાના અવાજે એક એવો આકાર ધરવા માંડ્યો, કે ફાગની બેચેની વધવા માંડી સાથીઓ પોતાના હૃદયનો આ ખળભળાટ ન કળી જાય, એટલા ખાતર થોડોક વખત રમત ચાલુ રાખી, પછી ફાગે ઉપરાઉપરી બગાસા ખાવા માંડ્યા.. અને રમતમા એટલી બધી ભૂલ કરવા માંડી કે સાથીઓ જાતે જ 'તને હવે ઊંઘ આવે છે, 'બા, હવે કાલે!' એમ કહી રમતનો સંકેલો કરી રાતના સપનાની બાબત મીઠી મજાકો કરતા કરતા ચાલ્યા ગયા.

## [ ૬ ]

**સા**થીઓ પોતાનો ઝાપો વટાવી ગયા તે પછી થોડીક વાર તો ફાગ આગણામા ખાટલે પડ્યો હતો, તે હાળી તેના CV ગોદડુ

અને ઓશીકું નાખી, ઘનઘસાટ ઊંઘી જવાનો ઢોંગ કરતો ફગતો પડી જ રહ્યો.

પાવો હજુ એ જ સંયમિતતાથી વાગ્યા કરતો હતો. કોઇના ય કાને પડવા માગતા ન હોય એવા ધીમા એના સૂરો ફોગના કાન પર, એક અત્યંત સુપરિચિત આકાર ધારણ કરતા કરતા અથડાયે જતા હતા

ધીમેથી તે ખાટલા પરથી ઊઠયો. અમાસની રાતના બીજા પહોરના વાદળવિહીન આકાશમાંથી સહસ્રાક્ષ વિધાતાની હજારો આંખો ધરતી પર એકીટશે મંડાતી હતી. ફોગે બે ત્રણ વાર ચાર દિશાઓમાં નજરને ફેરવી જોઇ. આસપાસ કોઇ કહેતાં કોઇ જ માનવપ્રાણી ન્હોતું. આંગણાનો ઝાંપો ઉઘાડીને, દાબેલ પગે, તે બહાર નીકળ્યો. પાવાનું સંગીત વધુ ને વધુ ચોક્કસ આકૃતિ ધારણ કરતું જતું હતું. ફોગ એ સૂરોની દિશામાં ધીમે ધીમે આગળ વધ્યો. સંગીત, જ્યાં આગળ થોડાક દિવસો પહેલાં, ખતૂરીનું તેનું પ્રણય–મિલન થયું હતું ત્યાંથી આવતું હતું. ખતૂરીના ઓરડાની પછીતે આવેલી શેરીમાં ફોગ દાખલ થયો કે તરત જ સંગીત બંધ થઈ ગયું.

એ સાંકડી શેરીમાં થોડાક કદમો આગળ ચાલીને ફોગ ઊભો રહી ગયો

તેની બન્ને બાજુએ, હાથ લાંબા કરો તો અડકી શકાય એટલી નજીક, બે વાડો હતી એમાંની એક વાડ, ખતૂરીના ઘરના આંગણાની પછીતની હતી. વાડ ઉપર જંગલી ફૂલવેલની ચાદર હતી, જેમાંથી થોડાક ફૂલ ચૂંટીને ફોગે, તે દિવસે, ખતૂરીના ચોટલામાં ગૂંથ્યા હતા. બરાબર આ જ ઠેકાણે શેરીને સામસામી બન્ને બાજુએ, લાલ–લિયારની નાનકડી ઝાડીઓ હતી. જગતની આંખથી સંતાવા માગતા પ્રેમીઓ માટે આ કારણે, આ સાંકડી શેરીનો આટલો ભાગ, વન-

વખતે એક સુરક્ષિત સંકેતસ્થાનનું કામ આપી જતો અને કોઇ કોઇ વાર એવી આગમારીઓ પણ થઇ જતી.

'અત્યારે?' લાલ–લિયાની ઝાડીની આડશે ઊભેલી ખતૂરીના કાનની છેક પાસે પોતાના હોઠને લાવીને ફ્રોગે પૂછ્યું.

'આજ બપોરની તારી ગોતમાં છું, ફ્રોગ!'

'કાંઇ એટલું બધું!' ચહેરા ઉપર બેફિકરપણાનો દેખાવ ધારણ કરીને ફ્રોગે ટિખળ કરી.

'ફક્ત તારા જ સ્વાર્થને ખાતર!' એટલી જ બાપરવાઇનો દેખાવ કરીને ખતૂરીએ જવાબ આપ્યો. તને સાભળવાની ન જ પડી હોય તો આ હું ચાલી!'

ચાંદો વાદળ–વગામાં સંતાય તેમ ખતૂરી, લાલ–લિયાની ઝાડી પાછળ અદૃશ્ય થવા માંડી.

'હવે રે'વા દે ને આવા નખરા!' ખતૂરીની પાછળ ઝાડીમાં દાખલ થઇ, એનો હાથ ઝાલી મરડી, એના મ્હોંને પોતા સન્મુખ લાવતા ફ્રોગે કહ્યું.

'હાથ મરડાઇ જશે હા!'

'તો વાત કર! સીધી સીધી! શું કરવા આજ બપોરથી મારી ગોત કરી રહી હતી!'

આજે માલતી મળી હતી.'

'માલતી'ના નામશ્રવણની સાથે ફ્રોગનો ચહેરો–મહોરો જ આખો બદલાઇ ગયો. ખતૂરીએ આ પલટાની નોંધ લીધી.

'હા.' ધડકતે હૈયે ફ્રોગે વધુ માહિતીની માગણી કરી.

'તારે એને એક વાર, ફક્ત એક જ વાર મળવું છતું ને!'

ફ્રોગનું હૃદય એટલા જોરથી ધડકવા માંડ્યું હતું કે એનો અવાજ કદાચ ખતૂરીના કાન સુધી પહોંચી જશે એવી બીક એને લાગવા માંડી.

તે ચૂપચાપ ઊભો રહ્યો

'તું એને એકાંતમાં મળીને શું કહેવાનો છે, ફ્રેંગ?'

'ફક્ત એક જ વાત, ખાતૂરી...' તાળવે ચોંટી જતી જીભને માંડ ઊખેડીને ફ્રેંગે જવાબ આપવા માંડયો.

'...'

'કે દુનિયામાં કોઈ પણ સ્ત્રી માટે જેનો ભાવ કદી નથી પ્રગટયો, તેવો ભાવ, તારા માટે આ હૃદયમાં એક વાર પ્રગટયો હતો.'

પણ એથી લાભ શો!'

કોણ જાણે, ખાતૂરી! પણ એ વાત જ્યાં સુધી હૃદયમાં જ સંતાડી નાખી છે ત્યાં સુધી હૃદય ખૂબ ભારે ભાર લાગે છે.!'

પણ એ તો તું જાણતો જ હોઈશ, ફ્રેંગ, કે માન્વીની દિશામાં હવે આશા રાખવી...'

એ નિરાશા જ છે. પૂરેપૂરું જાણું છું.'

'અને છતાં?...'

'હૃદયનો ભાર ઉતારી નાખવા માગું છું. બની શકે તો અને તું મદદ કર. તો બધું ય બની શકે, ખાતૂરી'

'મદદ કરવા માટે તો બપોરની તારી ગોત કર્યા કરું છું. પણ મેં શરત મૂકી હતી એ યાદ તો છે ને! તે પછી તારે એને મદંતર ભૂલી જવી.'

'કબૂલ છે'

'અને તે પછી તરત જ તારે મારી સાથે...'

'પરણી લેવું.' સહેજ હસીને ફ્રેંગે કહ્યું 'એ શરત કંઈ એટલી બધી આકરી નથી, તારી આ સૂરત જોતાં.'

અને ..'

'હજુ પણ 'અને' બાકી છે?'

'હા. અને ત્રીજી શરત એ કે મારવીને એકાતમાં મળવાનો પ્રસંગ આવે ત્યારે એને મારેની જવાબદારી મારી છે એવી જાણ એને ન થવા દેવી અને એને સ્પર્શ કરવાનો પ્રયત્ન કરવો.'

'આ બધુંયે મેં તારી કને કબૂલ્યું છે. વારંવાર કબૂલ્યું છે. હવે તો ફક્ત તારે અમારો મેળાપ કરાવી દેવોજ બાકી છે, ખતૂરી

'તે કાલ સવારે જ થઇ જશે, પ્હો ફાટતાં પહેલાં.'

'મારી ખતૂરી!' ફોગ ખતૂરીને બાઝી પડયો.

'આટલામાં જ જો ગાંડો થાય છે, ફોગ તો મારવી સાક્ષાત જ્યારે સામે આવીને ઊભી રહેશે ત્યારે ..તો.'

'કસોટી કરી જોને! તેં કહેલો વખત કયાં આઘે છે? બોલ શી રીતે ગોઠવ્યું છે?'

'સવારમાં કુવે પાણી ભરવા જનારાઓમાં અમે બે બહેનપણીઓ સૌથી પહેલી હોઇએ છીએ, તે તો તું જાણે જ છે, ફોગ!'

'આખું ગામ જાણે છે!'

'તો આજે હું એને રોજના સમય કરતા પણ અર્ધો પહોર પહેલી જગાડવાની છું..'

'પણ એ જાગશે ખરી?'

'એની ઊંઘ જ ઓછી છે, ફોગ. અને ઉપરાંત, રાતના તારાઓ ગણવાનો એને ભારે શોખ છે. મહીને ગામ પર નોખે નોખે વખતે ઉગતા અને આથમતા નોખનોખા બધા ય તારાઓ સાથે એને એટલી બધી મહોબ્બત છે. ફોગ, કે.'

'કે એ તારી વાટ જોઇને જ બેઠી હશે.'

'બરાબર! પછી અમે બન્ને કુવા કાંઠે જઇશું.'

'ઠીક છે.'

'અને ત્યાંથી હું ઓઢણિયું ભૂલી ગઈ, એમ કહીને પાછી ઘેર ચાલી આવીશ...એકાદ ઘડી માટે...'

ખતૂરી હવે આગળ બોલી ન શકી. ફાગસેનના ઉન્માદે તેના શબ્દોને તેના હોઠ ઉપર જ થંભાવી દીધા.

લાલ–લિયારની ઝાડીએ તે રાતે બે પ્રણયીઓનું એક એવું મસ્ત મિલન દીઠું કે જેવું મલીરે આ પૂર્વે ભાગ્યે જ કદી દીઠું હશે!

[૭]

**મા**રવી અને ખતૂરી પિત્તળની હેલને માથે મૂકી માટીની મટુકીને હાથમાં રમાડતાં રમાડતાં મારવીના ઘરની બહાર નીકળ્યાં, ત્યારે મલીર, પાછલી રાતની મીઠી નિંદરમાં પડ્યું. સપનાં નીહાળી રહ્યું હતું.

'રોજ આટલી વહેલી નીકળતી હો તો કેવું સારું!' શીળી હવાના થોડાક ઘૂંટડા સંપૂર્ણ શાંતિથી પીધા પછી મારવી બોલી.

'તારી વાત તો સાચી છે, મારવી. પણ ભગવાને મને ઊંઘણશી ઘડી છે તેનું શું થાય!' પોતાના ઊંઘણશીપણાને સાબિત કરવા માટે એકાએક બે ત્રણ બગાસા ખાતા, ખતૂરીએ જવાબ આપ્યો. 'પણ હવે તારે આમ ક્યાં સુધી બાપના ઘરનું પાણી ભરવું છે?'

'બહેનપણી કુંવારી હોય, ને મારાથી પરણી જવાય?' મારવીના હાસ્યે જવાબ આપ્યો, 'સાચું કહે બહેન, તું ક્યારે પરણે છે?'

'તું તો જાણે છે, મારુ, કે મારું તો હજુ સગપણ પણ નથી થયું!'

'પણ તેમાં કંઈ ગામના જુવાનોનો વાંક નથી, ખતૂરી! તારા માટે રોજ એક માગું આવે છે. પણ...'

'મારા માબાપને એકેય પસંદ આવતું નથી!'

'જૂઠી!' જે હાથ છુટો હતો, તેના વડે ખતૂરીના ગાલ પર એક હળવી ટાપલી મારતાં માસ્તીએ કહ્યું: 'તારું મન કોઇ બીજામાં ભમે છે, તેમાં તારા માબાપ શું કરે બિચારાં! તેમને ફોગ પસંદ નથી, અને તને ફોગ સિવાય બીજું કોઇ પસંદ નથી! પણ સાચું પૂછતી હો તો મને તો તારા ફોગ ઉપર જ ગુસ્સો આવે છે!'

'કેમ?'

'શું કેમ? એને તો ધરાળે નથી અને ઉલાળે નથી. નથી કોઇને પૂછવાપણું કે નથી કોઇને ગાછવાપણું! તને લઇને એ ભાગી કેમ નથી જતો!'

ખતૂરી કહેવા જતી હતી કે 'ભાગી નથી જતો, કારણ કે એનું મન તારામાં અટવાઈ ગયું છે!'

પણ તેને બદલે...

'એમ કંઈ માબાપની મરજી વિરુદ્ધ ભાગી ઓછું જવાય છે! એ તો ગમે તેટલું લઢીએ ઝગડીએ, પણ અંતે તો દીકરીને ગાય જ્યાં દોરે ત્યાં જાય!'

'હવે રે'વા દે, આ બધા નખરા!' ખતૂરીનો કાન આમળતા માન્વી બોલી 'નાસી નથી જતા, એનું કારણ કંઈ બીજું જ હશે!'

'ફોગને હું ગમતી નથી, મારવી!'

'ગમતી નથી, તો આખો દિ' તારી વાસે વાસે ફર્યા કરે છે શા કામ! વાત છે એની! કોઇવાર મને ક્યાંક એકલો જ ભટકાઈ જશે, તો એની બરાબર ખબર લઇ નાખીશ!'

'શું કહીશ એને?'

'કહીશ, મારે જે કહેવું હશે તે!'

ઝમકીને જાગી જવાય છે અને કેમ જાણે કોઈ ગેબી સાદ કાને ન પડતો હોય એમ ભણકારા વાગવા માંડે છે કે 'મારવી, આમ સતી રહીશ, તો તારા મરજન હારે તારા માટે આનંદની જે મહેફિલ તૈયાર કરી છે તેનો સ્વાદ તું ક્યારે લઈશ! આ કૂવો, આ ઝાડીઓ, પેલી નદી, એની પેલીપાર અખંડ જાગરણ કરી રહેલું પેલું ગગન, ઉપર હજાર આંખો વડે, પૃથ્વી ભણી અખંડ મીટ માંડીને બેઠેલું આકાશ, આ પવન, દિવસે કોઈ વિજોગણના નિસાસા જેવો ધગધગતો ......અને રાતે, કોઈ બાળપણના સ્નેહીના સ્નેહભર્યા સ્પર્શ સમો શીતળ...'

ખતૂરી હસી પડી.

'કેમ?'

'મને ફોગસનનો વિચાર આવ્યો અત્યારે'

'હા?'

'ભગવાને જોડી પણ કેવી જુગતે ચાંવી છે! તું બોલવા બેસે છે ત્યારે બ્રાહ્મણ કથા વાંચતો હોય એમ પટ પટ પટ બોલ્યે જ જાય છે અને એ બીચારો એટલો મૂંગો...કે...'

'કેટલાક માણસો મૂંગા રહીને પણ એવું બોલી શકે છે ખતૂરી, કે જેનું મન્ન મારા જેવી બોલકણીથી પણ ન બોલાય! પણ આપણે આમ ને આમ બેસી જ રહેવું છે?'

મારવી ઊભી થઈ કૂવામાં તેણે એક ડોકિયું મૂક્યું હાડો, પટઓઘ, મટકીને તેણે થાળા પર બરાબર ગોઠવ્યા.

'સીંચણિયું ક્યાં?' તેણે ખતૂરીને પૂછ્યું.

'અરે રામ!' જાણે ખૂબ ચોકી ઊઠી હોય એવો દેખાવ કરીને ખતૂરી બોલી. 'હું યે છું ને કઈ પાગલ! સીંચણિયું જ ભૂલી ગઈ!'

'સાંભળ્યું છે કે દમણાં-દમણાં એ તારો વર સાથે બહુ જ ફરે છે, મારવી !'

'ફરતો હશે. એ બાપારા બહુ જ ભોળા છે !'

'જેટલા ભોળા છે, તેટલા જ નશીબદાર છે !' મશ્કરીભર્યા અવાજે ખતૂરીએ ટકોર કરી. નહિતર જેવી...'

'નસીબદાર તો હું છું ખતૂરી !' ખતૂરીને અધવચ્ચેથી જ રોકીને મારવી બોલી ઊઠી: 'દુનિયાને માણસની પરખ જ ઓછી છે. ઉપર ઉપરની ઝળક આડે અંદરના આતમરામને તે ભાગ્યે જ જોઈ શકે છે !'

'અરે વાહ' કહેતીકને ખતૂરીએ મટકીને કૂવાના થાળા પર મુકી હેલ ઉતારી, મારવી પણ એ જ રીતે શરીરના ભારને હળવો કરીને થાળા પર બેઠી.

કૂવાની ચોફેર ઝાડી હતી. તારાખચિત રાતની શાન્તિ હજુ એવી ને એવી જ અક્ષત હતી. હજુ પક્ષીઓ પણ ઊઠયાં નહોતાં.

'ભગવાને આ રાત શું કરવા સરજી હશે ?' પોતાની જાતને પૂછતી હોય એવી રીતે મારવી બોલી.

'આરામ માટે !' ખતૂરીએ જવાબ આપ્યો, અને પછી માર-વીના માથા પર એક હળવી ટપલી મારતાં, તેણે ઉમેર્યું: 'તારી પેઠે ઊંઘ વેચીને ઉજાગરા કરવા માટે તો નહિ જ !'

'મને ભગવાને ઝાઝી ઊંઘ આપી જ નથી, તેમાં મારો શો વાક, બહેન ? મારું મન જ કોણ જાણે કેવું ઘડયું છે, ઘડનારાએ. કે એને જાગવું જ ગમે ! પણ એથી મને તો ફાયદો જ થયો છે. સરજનહારે, આ બધામાં જે આનંદ ભર્યો છે, હાંસીકાંસીને-તે જીંદગીની એક એક પળ જાગતા રહીને માણીએ તો પણ પૂરો મળાય એમ નથી ! કોઈ કોઈ વાર મધરાતે ભર-નિંદરમાં સૂતી હોઉં છું, ખતૂરી અને એકાએક

ઝબકીને જાગી જવાય છે અને ,કેમ જાણે કોઈ ગેબી સાદ કાને ન પડતો હોય એમ ભણકારા વાગવા માંડે છે કે 'મારવી, આમ સતી રહીશ, તો તારા મરજન હારે તારા માટે આનંદની જે મહેફિલ તૈયાર કરી છે તેનો સ્વાદ તું ક્યારે લઈશ ! આ કૂવો, આ ઝાડીઓ, પેલી નદી, એની પેલીપાર અખંડ જાગરણ કરી રહેલું પેલું રણ, ઉપર હજાર આંખો વડે પૃથ્વી ભણી અખંડ મીટ માંડીને બેઠેલું આકાશ, આ પવન, દિવસે કોઈ વિજોગણના નિસાસા જેવો ધગધગતો ......અને રાતે, કોઈ બાળપણાના સ્નેહીના સ્નેહભર્યા સ્પર્શ સમો શીતળ...'

ખતૂરી હસી પડી.

'કેમ ?'

'મને ફાગસનનો વિચાર આવ્યો અત્યારે.'

'હાં ?'

'ભગવાને જોડી પણ કેવી જુગતે ત્યાંવી છે ! તું બોલવા બેસે છે ત્યારે બ્રાહ્મણ કથા વાંચતો હોય એમ પટ પટ પટ બોલ્યે જ જાય છે અને એ બીચારો એટલો મૂંગો...કે...'

'કેટલાક માણસો મૂંગા રહીને પણ એવું બોલી શકે છે ખતૂરી, કે જેવું અન્ય મારા જેવી બોલકણીથી પણ ન બોલાય ! પણ આપણે આમ ને આમ બેસી જ રહેવું છે ?'

મારવી ઊભી થઈ કૂવામાં તેણે એક ડોકિયું કર્યું હાડો, ખટયોઇ, મટકાને તેણે થાળા પર બરાબર ગોઠવ્યા

'સીંચણિયું ક્યાં ?' તેણે ખતૂરીને પૂછ્યું.

'અરે રામ !' જાણે ખૂબ ચોંકી ઊઠી હોય એવો દેખાવ કરીને ખતૂરી બોલી. 'હું યે છું ને કંઈ પાગલ ! સીંચણિયું જ ભૂલી ગઈ !'

'ત્યારે તો આપણે વહેલા આવ્યાં તે મોડાં જેવા જ!' મારવીએ ખેદ વ્યક્ત કર્યો.

'જરા યે નહિ તું અહીં ઊભી રહે, તેટલામાં હું દોડીને લઇ આવું, મારે ઘેરથી.'

ખતૂરી ગામભણી ચાલતી થઇ.

'જલદી આવજે હોં!'

'તું આ તરફની તારાઓ ગણી લઈશ, તે પહેલાં તો હું આવી પણ પહોંચીશ.'

અને જોતજોતામા ખતૂરી, ઝાડીની પાછળ, ગામની શેરીમા, અદશ્ય થઈ ગઇ

## (૮)

**મા**રવી એકલી પડી કે તરત જ ઘડા ફૂવાના થાળા પર બેઠી ગઈ. થોડીક પળો સુધી તો નદી તરફની ક્ષિતિજ પરના તારાઓને તે જોઇ રહી નદીની પેલીપાર તે ભાગે જ કદી ગઈ હતી...અને ગઇ હતી, ત્યારે પણ એકાદ બે ગાઉ જ માત્ર રણની પેલી પાર એક નગર હતુ અને નગરમા વૈભવની સરિતાઓ વહેતી એમ તેણે સાભળ્યું હતું પણ એ વૈભવની વાતોથી તે કદી પણ અંજાઇ નહોતી. મલીરની ધરતી પર અને મલીરના આકાશમા, મલીરની સૂર્ય રશ્મિમા અને મલીરના તરંગી વાયરામા, મલીરની જંગલી ફૂલવેલોમા અને મલીરના જંગલી ફળફૂલોમા મારવી એટલી બધી ઓતપ્રોત અને મસ્ત રહેતી, કે ગામડાના મોટા ભાગના માણસો જેની સામે હરહમેશ લાલસાભર્યા નયનોએ જોઈ રહેતા, એ શહેરની સંપત્તિ એને રજભર પણ પ્રલોભન ન હતું, ન કદી થતું.

મારવીએ માટીનો ઘડો નજર ખેંચ્યો. ખોળામા લીધો. પિત્તળ અને કાસાના કડાવાળી પોતાની આગળીઓને મટકાની ડોક ઉપર

એણે પળ-બે-પળ હેતથી ફેન્ટી આવી મ્હેલ વરસાદના પહેલા પગરણ સમુ ગુંજન તેના હોઠ પર ધીરે ધીરે પ્રગટતું જતુ હતું તેની આંગળીઓ ધીમે ધીમે તાલ આપવા લાગી ગુંજન ધીમે ધીમે ગીત બન્યુ તાલે ઝુલતા ધારણ કર્યા આકાશના તારાઓ અને મારવીના હૃદયના તારો બન્ને સુરધારાઓ વડે સંકળાઈને એકરૂપ બન્યા !

**કુદરતના સપના સમા, ઓ મલીર !**
**મહોબ્બતના સપના સમા ઓ મલીર !**
**તુ મનડાના આભે પૂનમ કેરી જ્યોત**
**તુ રૂદિયના રણમા સુધા કેરો સ્રોત**
**તને પામી, ઓ મારા આતમ કપોત,**
**ફળી મારા જનમોજનમ કેરી ગોત !**
**જડયો અંતે હૈયાની હોડીને તીર !**
**વિધાતાના સપના સમા ઓ મલીર !**
**મહોબ્બતના સપના સમા ઓ મલીર !**

વિદાય થઈ રહેલ ગીતના છેલ્લા આલાપો દ્વારા મારવી પોતાના મનના મલીરને લડાવી રહી હતી ત્યા

'વાહ વાહ ! વાહ વાહ ! વાહ વાહ !' એવો અવાજ સામેની ઝાડીમા ગાજી રહ્યો

'કોણ છે એ ?' મારવીએ બૂમ પાડી

ફ્રેગ ઝાડીમાથી બહાર આવ્યો તેનુ હૃદય એટલા વેગથી અને એટલા આવેગથી ધડકી રહ્યુ હતુ કે જાણે હમણા જ ફાટી જશે!

'કોણ ફ્રેગમેન ?' સંપૂર્ણ સ્વાભાવિકતાથી મારવીએ કહ્યુ : 'સારૂ થયુ તમે અત્યારે મળી ગયા તે ! હુ તમને જ શોધતી હતી !'

ઝાડીમા, અંધકારની પાછળના અંધકારમા ઊભા ઊભા ફ્રેગે 'વાહ વાહ' તો ઉચ્ચારી નાખી હતી, અને આ ઠેકાણે ....

પહેલાં મારવી સાથે શી શી વાતો કરવી તેની તેણે ખૂબ પૂર્વતૈયારી પણ કરી રાખી હતી જ્યાં અત્યારે તેની જીભ તાળવે ચોંટી ગઇ!

તેણે આ મુલાકાત બાબત અનેક પ્રકારની કલ્પનાઓ કરી રાખી હતી; મારવી આટલી બધી સ્વભાવિકતાથી તેની સાથે વાતો કરશે એ એક કલ્પના જ ફક્ત નહોતી કરી

સ્વાભાવિકતાથી વાતો કરશે? અરે મારવી તો સ્વાભાવિક્તા કરતાં પણ એક ડગલુ આગળ ગઇ હતી. 'સારૂં થયું, તમે અત્યારે જ આવી ગયા તે!' તેણે કહ્યું હતું: 'હું તમને શોધતી જ હતી!'

એ મને શા માટે શોધતી હશે? શું આખરે માગ મનનું સપનું

'મેં તો સાંભળ્યું હતું, ફોગસેન કે તમારી જીભ મલીરના જુવાનોમા સૌથી વધુ લાંબી છે!' મારવી હસતાં હસતાં બોલી.

'કેટલીક વાર લાંબી જીભ પણ ટૂંકી થઇ જાય છે, મારવી!' આખરે ફોગની જીભ તાળવેથી છૂટી થઇ.

'કારણ?'

'તે હું પછી કહીશ. પણ તમે મને શા માટે શોધી રહ્યા હતાં?'

'તમારી ખબર લેવા માટે!'

'પણ કંઇ વાંક-ગુનો?'

'વાંક વગર કહેતા હોઇશું?' કોઇ બુઝર્ગ ન્યાયાધીશની છટાથી મારવીએ કહ્યું.

ફોગસેન તો જોઈ જ રહ્યો સોળ સત્તર વરસની આ છોકરી રિસે છે ત્યારે મ્હોં પર બુઝર્ગી પણ કેટલી સરસ રીતે લાવી શકે છે! કેવી કમાલ કરી છે સરજનહારે, આ આરસ પૂતળીને સરજીને! હસે તોયે સુંદર લાગે અને ગુસ્સો કરે તો પણ સુંદર લાગે! શું મલીરનો આ શણગાર, પેલા નૂર વગરના ખેતને ચડશે?

એ પણ કેટલી લુચ્ચી! મનમાં તો હું ય વિચાર કર્યા કરતી હતી કે આણે કાઇ દિ' નહિ, અને આજે ઊંઘણશી આ ખનૂરીને થયું છે શું? કે આટલી વહેલી નીકળી આવી! હવે ખબર પડી! તો હવે તમે બોલો, ફોગમેન! હમણાં જ એ ગીચણિયું લઇને પાછી ફરશે પણ વચ્ચે એકવાત પૂછું? પરણવાના વિચાર ક્યારે ગયો છે તમે?'

બોલતા બોલતાં માન્વી હસ્યા કરતી હતી. એના હોઠમાંથી નીકળતા હાસ્યમિશ્રિત શબ્દો ફોગમેનના અંતરને વીંધી વીંધીને ચાળણી જેવું બનાવી રહ્યા હતા!

(૯)

'માન્વી!' આવેશથી ગૂંગળાતે કંઠે ચાટયો એક શબ્દ ફોગમેન માંડ માંડ બોલી શક્યો. એના અવાજમાં એટલી બધી વેદના હતી કે એની તંદુરસ્તી વિષે માન્વીને વહેમ પડવા માંડયો.

'તમે કંઇક માંદા તો નથી ને, ફોગમેન!' ચાળા પરથી ઊઠી, તેના ભણી એકાદબે કદમ આગળ વધીને ખૂબ સહાનુભૂતિભર્યા અવાજે માન્વીએ પૂછ્યું

ટાઢિયા તાવના દરદી ધ્રૂજે, એમ ફોગ ધ્રૂજતો હતો એની આંખો ચકળવકળ અને એનો ચહેરો બેબાકળો બનતો જતો હતો.

'ફોગમેન!' એના તરફ હજુ પણ આગળ ડગલાં ભરતાં માન્વીએ કહ્યું 'તમને શું થાય છે?'

પાગલને સહાનુભૂતિથી ભરેલી માન્વીની મુખમુદ્રા ફોગને અત્યારે એટલી બધી મનોહર લાગતી હતી કે

ફોગ છલંગ મારીને કૂદ્યો. માન્વીને એણે બાથમાં લીધી અને આ શું થઇ રહ્યું છે તે સમજી શકે તે પહેલાં તો એને ભોંયભેગી ખપ પર નાખી, ઝાડી મોસરી નદી ભણી દોટ મૂકી

પણ એની એ દોટ ઝાડીમાં જ અટવાઇ ગઇ. એની ચોવાહી

નિયોજી માન્વીના હોઠની આડે હોવા છતા માન્વીએ એટલી બધી ચીસાચીસ કરી મૂકી, કે ઝાડીમા પોઢેલા પખીઓ બધા એકસામટા કલબલ કલબલ કરી ઊઠયા. આ ઉપરાત હવે ભળભાખરું પણ થઇ આવ્યુ હતુ, અને ગામમા, કોક કોક છુટા–છવાયા માણસોનો અને ખાસ કરીને પનિહારીઓનો સંચાર થવો શરૂ થઇ ગયો હતો. કૂવાને કાંઠે એમએક જાગી પડેલ આ કોલાહલે આ સૌનુ ધ્યાન ખેચ્યુ. અને કોઇ દુખીઆરીએ કૂવાને ગોઝારો કર્યો એમ માનીને એ સૌ કૂવા ભણી દોડયા

દરમ્યાન, ફોગના હાથની નાગચુડમા ફસાયેલી માન્વી ઝાડીની ડાળીઓને ઝોડની પેરે વળગી રહી હતી, અને હાર્યો જુગારી બમણા ઝનૂનથી રમે એ ન્યાયે ફોગ તેની એ પકડ છોડાવી નદી ભણી નાખવા માટે મરણિયા પ્રયત્નો કરી રહ્યો હતો

આ તક ઝીંચણિયુ લઇને કૂવા કાંઠે પાછી ફરતી ખતૂરીએ આ બધો કોલાહલ સાભળ્યો અને એના હૈયામા ફાળ પડી. શુ થયુ હોવુ જોઈએ, તેનુ અનુમાન તેણે કરી લીધુ અને પોતાની જાતની બેવકૂફી ઉપર મનમા ને મનમા તિરસ્કાર વરસાવતી એ કૂવા ભણી દોડી

આ બી ફોગને હફાવવા માટે બની શકે તેટના બધા ય શસ્ત્રોનો ઉપયોગ કરી રહી હતી તે પગથી લાતો મારતી હતી, અને દાત વડે ફોગને શરીરે બટકા ભરતી હતી હાથ વતી તેણે ઝાડીની કનીક ડાળીઓ ઉપર એકસામટી પકડ જમાવી હતી ફોગ ધીરે ધીરે નહી-મહી માનવતા પણ ગુમાવતો જતો હતો અને લોકોનુ ભૂમનાણુ જેમ જેમ નજીક આવતુ જતુ હતુ તેમ તેમ એનામા નકરી આસુરતા જ ઊભરાતી જતી હતી

ગણુ પયામેક મહમ દૂર રહ્યુ ક તરત જ તેણે માન્વીને ધક્કા દઈને નીચે નાખી હવે શેતાન તેના પર પૂરપૂરો સવાર થઈ ગયો

હતો અમૃત પોતાથી પીવાય એમ નથી તો પછી એને ઢોળી ના માટે ન નાખવું ? આગ ખાની અદર એક ઘા દાગ જમૈયો એ હમેશા રાખતો એ જમૈયો તેણે કાઢયો દાતી દોડતી હવે ટોળાની આગળ નીકળી આવેલી ખતૂરીએ આ દશ્ય જોયુ અને એક ઝાઝી ચીસ સાથે મ ખિયા વેગથી તે ફરી દોડી

ફાગ અત્યાર આવેશે લીન થઈ ગયો હતો કામમાથી ક્રોધ ક્રોધમાથી સમ્મોહ સમ્મોહમાથી સ્મૃતિભ્રશ સ્મૃતિભ્રશમાથી બુદ્ધિનો નાશ — નાશનાદાની આખી સડક તેણે હવે પાર કરી નાખી હતી ખતૂરી વચ્ચે પડી શ તે પહેલા જ અણી મારવાની છાતીને લક્ષ્ય બનાવીને જમૈયો જોરશોરે હલાવી દીધા

અને આકાશમા આથમતા તારાઓને ચીરતી એક મહાભયાનક ચીસ નાખે ખતૂરી પોતાના જ નારી માથી ઉછળેલ લોહીના ખાબ ડામા ફસડાઇ પડી

ફાગના જમૈયાના વેગ કરતા મારવીને બચાવવા માટે ખતૂરીએ મૂકેલી દોટનો વેગ વધારે નીવડ્યો હતો !

પોતાના અપકૃત્યની ભયાનકતા ફાગને હવે સમજાઈ હવે તને માટે ભાગી છૂટવા સિવાય બીજો કોઇ રસ્તો જ નહોતો તે દોડયો ટોળાની અને તેની વચ્ચે હજુ વીસ–પચીસેક કદમનુ અ તર હતુ ત્યા જ તે દોડ્યો અને એકાએક થઇ ગયેલ આવા હિચમા । ખૂનથી ચોકી ઊઠી બહુ અવ્યવસ્થિત બનેલુ ટોળુ તેનો પીછો કરી શકે તે પહેલા તો એ નજરની મર્યાદાની બહાર અ ધારના પડદા પાછળ ચાલ્યો ગયો

[ ૧૦ ]

ઉપર ત્રણમા વર્ણવાયેલી ઘટનાને આજે લગભગ એક વ ર્ષ વીતવા આવ્યુ હતુ વચ્ચે ચોમાસામા મહિનો ખાસ જળબ બકાર

બની ગયેલી મહીરની નદી હવે પાછી ગયા વરસની પેઠે જ સુકાઇને રેતીમય બની ગઇ હતી. ખતૂરીની સ્મૃતિ પણ એવી જ રીતે, થોડાક દિવસો સુધી, ઘણાંની આંખોમાં આંસુના પૂર ઉભરાવીને આજે સુકાઇ ગઇ હતી. એ સરળ, ઊર્મિલ, પ્રેમાળ અને સાહસી યુવતીનું સ્મરણ, આજે ફક્ત એક જ હૃદયમાં લીલું હતું. મારવી હજી પણ કોઇ કોઇ વાર પોતાની એ બહેનપણીને સંભારી સંભારીને રડતી. ગામના લોકોએ ભેગા થઇને જે ધરતી ખતૂરીના લોહીથી રંગાઈ હતી, તે ધરતી ઉપર ગાર–માટીની એક નાનકડી 'દેરી' ઊભી કરી હતી. એ 'દેરી'માં પધરાવેલ માતાજીની મૂર્તિની સામે મારવી રોજ સવારે તાજા વનફૂલ ચઢાવતી અને વાર તહેવારે એની સામે એક કોડિયામાં જ્યોત પણ પ્રગટાવતી. આવી રીતે ફૂલ ચઢાવતી વખતે અને દીવો પ્રગટાવતી વખતે મારવીની આંખો અચૂક ભીની થતી.

આજ આઠ દિવસથી આ દેરીને બરાબર શણગારવામાં આવી હતી અને એક અખંડ જ્યોત માતાજીની મૂર્તિ પાસે જલ્યા કરતી હતી. આઠ દિવસ પહેલા મારવી અને ખેનમેનના લગ્નનો વિધિ શરૂ થયો હતો. વર અને કન્યા બન્નેને સાળ આરોપણ કરવામાં આવી હતી. રોજ વહેલી સવાર અને સાંજથી મોડી રાત સુધી, આ બન્નેને ઘેર આખા મલીરના સ્ત્રીઓ ખાસ કરીને જુવાન છોકરીઓ ભેગી થતી, અને ઢોલક–વેલણ સાથે લગ્નગીતોની ધૂમ મચાવતી. વચ્ચે વચ્ચે તેઓ નાચતી પણ ખરી. આવાં લગ્નો માણવાનો અવસર ગામને કંઈ વખતોવખત નહોતો આવતો. તેમાં ય મારવી જેવું મોતી તો પચાસ સો વરસે કોઇ વાર પાકે. ઉપરાંત ખતૂરીના મૃત્યુ પછી મારવી લગ્ન કરવાની જ ના પાડયા કરતી હતી, તેને માંડ સમજાવવામાં આવી હતી.

એટલે આ લગ્નની ધામધૂમ કંઇ ઔર જ હતી. કોઇ દિવસ કન્યાના બાપને ત્યાં તો કોઈ દિવસ વરના બાપને ત્યાં, આખું મલીર, એકઠું થઇને મીઠાં મ્હોં કરતું હતું.

લોકરૂઢિ પ્રમાણે લગ્નના જુદાં જુદાં અંગો જેવી મનાતી વિધિઓ રોજ થયે જતી હતી. એક દિવસ વર અને કન્યા બંનેને ત્યાં માંડવો બાંધવામાં આવ્યો. એક બીજે દિવસે ગામથી થોડે દૂર જઈને ત્યાંથી થોડી માટી ખોદીને લઈ આવવામાં આવેલી. વેદી બનાવવા માટે કોઈ ત્રીજે દિવસે ઘડીઓ ભરવામાં આવેલી અને આવતી કાલે નખેરી થવાની હતી. મારવી પિતાને ત્યાંથી વિદાય થઈને ખેતના માબાપને ત્યાં રહેવા આવવાની હતી. આજની ભાષામાં બોલીએ તો આવતી કાલે રાતે મારવી અને ખેતની મધુ-રજની હતી. ગામના રિવાજ પ્રમાણે પરણેતી કન્યા મોટા ભાગે આઠે પહોર ઘરમાં રહેતી પણ રોજ સવાર સાંજ ખજૂરીની ટેકરીએ જવ જેટલો મારવીની વાતમાં એક અપવાદ સૌએ ગણીખુશીથી મંજૂર રાખ્યો હતો. અમોલડી મેંદરો સાથે મારવી ફેરાની સાંજે પણ માતાને વનફૂલ ધરાવી ગઈ હતી.

રાતે આખું ગામ મારવીના માબાપને ખોરડે લગ્નમંડપની આસપાસ એકઠું થયું હતું અને ઢોલ ત્રાસા, શરણાઈઓના સંગીત વચ્ચે ભભૂકતી યજ્ઞવેદીની ફરતા વર-કન્યા ફેરા ફરી રહ્યાં હતાં તે વખતે જ, બરાબર બે પવનવેગી સાંઢણીઓ નદીની પેલી પારના રણ મોસરવી મલીર તરફ પૂરપાટ દોડી આવતી હતી. આગળની સાંઢણી પર બે સવારો હતા જ્યારે પાછળની પર એક. વૈશાખની અજવાળી સાતમ હતી. અર્ધચંદ્રની ચાંદની રેતીની દુનિયાને રજતરસથી રસી રહી હતી.

'આ સામે દેખાય છે ને જહાંપનાહ,' આગળની સાંઢણી પર રાસ લઈને આગળની બેઠક પર બેઠેલા જુવાને પાછલી બેઠક પર બેઠેલા એક બીજા જવાનને અત્યંત અદબ અને આદરભાવ સાથે કહ્યું. 'તે અમારી નદી.'

'ઠીક છે,' જહાંપનાહના સંબોધનથી સંબોધાયેલા પુરુષે રૂક્ષતાથી જવાબ આપ્યો. 'પણ એટલું યાદ રાખજે ફોગસેન કે અમે

અહીં સુધીની ખેપ તારી આ પાણી વગરની નદીના દર્શન કરવા માટે નથી કરી.'

ફાગે પાછળ જોઇ સહેજ હસીને, 'જહાંપનાહ'ને સામે બહુ જ છટાથી શિર ઝુકાવ્યું.

દરબારી રીત-રસમો તે આ બાર મહિનામાં પૂરેપૂરી શીખી ગયો લાગતો હતો. 'જહાંપનાહ'ની પ્રકૃતિથી પણ તે પૂરેપૂરો વાકેફ લાગતો હતો.

'એ તો હું જાણું છું, જહાંપનાહ' ફાગે મીઠું મીઠું હસતા જવાબ આપ્યોઃ 'પાણી વગરની નદી માટે હું આપને આટલો પરિશ્રમ આપું પણ ખરો? પણ મારા કહેવાનો આશય એ છે, નામવર, કે આ પાણી વગરની નદીની પાછળ અમારું ગામ છે, જેમા પેલું પાણીદાર મોતી વસે છે!'

'એ પાણીદાર મોતી છે કે સ્ફટિકિયું, તે તો જોયા પછી જ ખબર પડે, ફાગ!' જહાંપનાહે શાહી કરડાકીથી જવાબ આપ્યો.

સાંઢણી હવે ભેખડાળ કાંઠા પર થઇને નદીની રતામાં આવી ચૂકી હતી. પેલી બીજી સાંઢણી આગલી સાંઢણીના પગલાને પૂરેપૂરા વફાદારીથી અનુસરતી આવતી હતી.

'યોજના તો વિચારી રાખી છે ને, બધી?' જહાંપનાહે ફાગને પૂછ્યું.

'પહોંચતા વેંત ગામ બહાર કૂવા કાંઠી ઝાડીમાં એક નાનકડી દેરી છે, તેની પાછળ પડાવ નાખીશું, જહાંપનાહ!'

'કઇ નાનકડી દેરી? પેલી છોકરી...શું નામ એનું, ફાગ, જેણે તમારે ખાતર આપઘાત કર્યો, તેની?'

'જી હા, જહાંપનાહ! ખતૂરીની! એ મારવીની નોંધારા વર્ષ વહાલી સહિયર, અને મારવી આખા ગામની લાડકવાઇ, એટલે ગામે

ખતૂરીની યાત્રાસ્તમા ફેરી ચણાવી. માન્વી ત્યા આગળ રાજ સવાર-સાજ પૂજા કરવા આવે ..'

' તમે મલીર ગામના ઝેરેઝરથી વાકેફ લાગો છો, ફેગ!'

' મારી મતન પેઢીઓ આ ગામમા થઈ, જહાપનાહ! અને . ગામ મૂકીને આપની પાસે પાટનગરમા આવીને રહ્યો છુ, તે પછી પણ, આપ જાણો છો તેમ એ ત્રણ વખત ગુપ્ત વેશે આ તરફ આવી ગયો હતો '

' ઠીક છે ' પાછી વળી રહો પર એવી જ કસાકી પાયગીને જહાપનાહે આગળ ચનાવ્યુ. ' સાંઢણી હવે ગામ તરફના ભેખડાળ માગ પર આવી ચૂકી હતી ઢોલ ત્રાસા શરણાઈનો અવાજ, રાતની શાંતિની પીઠ ઉપર સવાર થઈને આવનારાઓને મને પડવા માડયો હતો.

'જશ્ન ચાલતુ લાગે છે!' જહાપનાહે ઈશારો કર્યો

જી હા, હજૂર! મારે તો અત્યારે ગામમા કે સીમમા કોઈ જ નહિ હોય ને! પહોચીને આપણે દેરી પાછળ પડાવ નાખીશું, મળસકામા મારવી, સહીઅરોના સાથમા માતાજીની પૂજા માટે આવશે અને પકડાનુ કામ તો સહેલ છે ઊમરશાહ જેવો શૂરવીર શાહનશાહ અને આપણી આ 'વેન્દરી' જેવી પવનવેગી સાંઢણી.'

'અને તારા જેવો સિફતબાજ સલાહકાર અને ચાલાક વઝીર!' એક ખધા હાસ્ય સાથે ઉમરશાહે પૂર્તિ કરી 'પછી સફળતામા બાકી શુ રહે!'

' હુ એ જ કહેવા જતો હતો જહાપનાહ!'

'હા પણ એક શરત છે અને તે કદાચ તમે ભૂલી ગયા હશો.'

'મને ભૂલવાની આદત જ નથી જહાપનાહ!'

' તો લઈ બતાવો રહેપાર એ શરતનો '

'જો માર્વીનું રૂપ આપના હૃદયની આરપાર ન ઉતરી જાય, તો આપની આ મુબારક શમશેરને મારે માગ નાચીજ હૃદયની આરપાર ઉતરવા દેવી'

'આમિન !' ઉમરશાહ પોતાની એરકના તકીઆને અઢેલીને ચોમેર પથરાયેલા રેતીના સાગરને નિરાંતે જોઇ રહ્યો. લગ્નના વાજાનું સંગીત હવે બહુ જ સ્પષ્ટ રીતે સંભળાતું હતું અને; વચ્ચે વચ્ચે લગ્નના ગીતો લલકારતાં બૈરાઓના અવાજ પણ આવતા હતા.

( ૧૧ )

પરણી ઉતર્યા પછી માતાપિતા, સાસુ–સસરા વગેરે વડીલોને વંદન કરીને મારવી થોડીક મહિયરોની સાથે ખતૂરીની દેરી તરફ રવાના થઇ ગઇ. પરોઢ પ્રગટવાને હજુ અર્ધોક પહોર બાકી હતો. લાખો તેજટપકીઓથી તગતગતું આકાશ સૌન્દર્યની આ પ્રેમયાત્રાને કુતૂહલ-પૂર્વક નિહાળી રહ્યું હતું.

મારવી અને દેરી વચ્ચેનું અંતર જેમ જેમ ઓછું થવા લાગ્યું તેમ તેમ એક વરસ પહેલાંની ઘટનાના એક એક અંકોડા તેની યાદદાસ્તમા તાજા થવા લાગ્યા.

'એક રીતે તો ખતૂરી ન જીવી એ જ સારું થયું !' મનમા ને મનમા મારવી કહેતી હતીઃ 'નહિતર ફોગની દુષ્ટતા જોઇને આમેય તે જીવતે જીવ મરેલી જેવી તો રહેવાની જ હતી. કેવું ખારૂં ઝેર થઇ જાત એનું જીવન ! પણ આ પુરૂષોના મન પણ ભગવાને આવાં કેમ ઘડયા હશે ! સ્ત્રીઓ એમને ચાહી ચાહીને મરી જાય . અને તેઓ...તેઓ તો... ખેતસેન કેવા હશે ! માડી રે ! એ જો એવા નીકળે તો હું ઝેર કચરીને મરી જ જઉં !'

'આજ તો તારે મ્હોએ મવા માણુનું સાચવણું જ લાગી ગયું છે, મારવી !' અંતરમાં ઊંડી ઊતરી ગયેલી મારવીનું મૌન અમળ મનતાં એક મહિયરે ટકોર કરી.

'કંઈ ઊંડા વિચારમાં પડી હોય એમ લાગે છે!' એક બીજી સહિયરે પહેલીનું સમર્થન કર્યું.

'અરે તમે પણ ઘેલછિયું લાગો છો!' એક ત્રીજીએ હાસ્યના ફુવારા ઉડાડતા કહ્યું: 'ઊંડા શું ને વિચાર શું? એનું મન તો ખેનમાં ખોવાઈ ગયું છે અત્યારે!'

'પણ હવે તો ફક્ત એક દિવસ જ બાકી છે બાઈ!' પહેલી સહિયરે તેની પીઠ ઉપર એક હળવો ધબ્બો મારતાં તેને કહ્યું 'પછી તો તું અને તારો ખેન..

'ને આડા આવે તે થાય કુર્બાન!' બીજીએ વાક્યપૂર્તિ કરી.

અને સૌ હસી પડ્યાં.

પણ મારવીની આંખો હવે દેરીના દર્શન સાથે, આંસુથી ભીંજાવા લાગી હતી.

'અરે અરે! આ શું કરે છે, મારવી! આવે વખતે આંખમાં આંસુઓ લાવીએ એ તો અપશુકન ગણાય.' સહિયરો એકસામટી બોલી ઊઠી.

'તમે બધા અહીં જ ઊભા રહો. બહેનો!' અત્યંત ગળગળે અવાજે મારવીએ સૌને વીનવણી કરી: 'હું દર્શન કરીને હમણાં જ પાછી આવું છું!'

મારવીના શબ્દોમાં એટલી કરુણતા હતી કે, એની સામે દલીલ કરવાની પણ કોઈની છાતી ન ચાલી.

અને તારાઓના સાથને પાછળ રાખીને ચંદ્ર આગળ ચાલે, તેમ સહિયરોને ઝાડીની બહાર થંભાવીને, મારવી આગળ વધી:

ઝાડીને પાર કરીને તે મંદિરના વર્તુલમાં દાખલ થઈ કે તરત જ સામી બાજુની ઝાડીમાં, દેરીની એક બાજુએ ઊભા રહીને મલીરનાં

આ પાણીદાર મોતીની વાટ જોઈ રહેલ ઉમરશાહના કાનમા, તેની સહેજ પાછળ ઊભેલ ફોગે કંઇક કહેવાનો પ્રયત્ન કર્યો.

ઉમરશાહે નાક પર આંગળી મૂકીને ફોગને શાંત રહેવાનો આદેશ આપ્યો અને આવનાર વ્યક્તિ માત્વી જ છે એટલી વાત પોતાને વણકહ્યે સમજાઇ ગઈ છે એમ બતાવવા માટે ડોકું ધુણાવ્યું.

માત્વીને જોતાંવેંત ઉંમરનો આખોય આત્મા એની આંખોમાં આવી વસી ગયો, એ ફોગે નજરોનજર નિહાળ્યું, અને એના કલેજામાં ટાઢક થઈ.

એટલામાં દે'રી ભણી જતી માત્વીના પગે એકાએક દિશા બદલી. માત્વી એકાએક કૂવા ભણી વળી. તે એટલા વેગથી ચાલતી હતી, અને તેના ચહેરા પર એટલો ઊંડો વિષાદ હતો કે કૂવામા છલંગ મારીને તે જીવનનો અંત તો નહિ આણે, એવો વહેમ ફોગ અને ઉમર, બંનેને એકી સાથે આવ્યો.

ફોગ અને ઉમરે એકમેકની સામે જોયું. મૂગા મૂગા પણ તેમણે એકમેકની વાતને સમજી સ્વીકારી લીધી. માત્વી જો કૂવામા છલંગ મારવાની કોશિશ કરે તો બંનેએ સાથે દોડીને તેને તેમ કરતા અટકાવવી એવો સંકલ્પ તેમણે કરી લીધો

પણ કૂવાના થાળા પાસે આવતા, માત્વી એકાએક થભી ગઇ. કૂવાને પીઠ દઇ, દેરી સામે આંખો કરી તે ધીમે ધીમે થાળા પર બેસી ગઇ. દેરી અને પોતાની સામે હવામા જાણે કોઇ અતીન્દ્રિય સત્ત્વને પોતે નિહાળી રહી હોય એવી તેની આંખો લાગતી હતી આંસુઓનો વરસાદ તો વત્તીઓછી ગતિએ નિરંતર ચાલ્યા જ કરતો હતો. એ વરસાદ વડે ભીંજાતા અને ધ્રૂજતા એના હોઠ પર થોડીક વારમાં એક અસ્પષ્ટ ગુંજન આવીને બેઠું, પછી એ ગુંજન ધીરે ધીરે ગતરૂપ પ્રગટ થઇને આસપાસની સૃષ્ટિને રડાવવા લાગ્યું.

ફમર એ ગીતમાં ખોવાઇ ગયો. ફાગની સામે એક વરસ પહેલાંને આવી જ એક ઘટના ઝુલી રહી... તેનું અંતર ધડકવા લાગ્યું.

મારવીનું ગીત વહી રહ્યું હતું:

**મહબ્બતના સપના સમા, ઓ મલીર !**
**કવિની કલ્પના સમા, ઓ મલીર !**
**ઓ રજનનીની ગોદે રમન્તા એકાન્તઃ**
**ઉછંગે ઉડુગણ ઝુલાવન્તા શાન્તઃ**
**સુધાસમ છે તારા જીવનદાયી નીર !**
**કવિની કલ્પના સમા, ઓ મલીર !**
**મહબ્બતના સપના સમા, ઓ મલીર !**
**છે જીવન, મહામૂલ્યુ કેરી મંજિલ:**
**ને તો યે રૂવે કેમ માનવનું દિલ !**
**ન માઈ શકે દુઃખભાથાને ગીર !**
**મહબ્બતના સપના સમા ઓ મલીર !**

મારવી એકાએક ઊભી થઈ ચાલવા માંડી. આંસુની ઝાલર બજતી હોય એવું એવું ગીત પણ ચાલતું જ હતું, એની સાથે સાથે ગાતાં ગાતાં એ દેરી પાસે આવી. અંદર દાખલ થઈ. દેરીમાં કોડિયું બળતું હતું. તે તેણે હાથમાં લીધું. તે ગાતી ગાતી ઝગમગતા કોડિયાં વડે આરતી ઉતારવા લાગી. આરતી ઉતારતાં ઉતારતાં પળ-બેપળ તેને કોડિયાંની વાટપર પોતાની ઓઢણીનો છેડો ધરી દેવાનું મન થયું. પણ તે પળ બે પળ જ ! કારણ કે તેનું એવું મન થયું કે તરત જ આવી નબળાઇ બદલ તેને ઠપકો આપતી ખનૂરીની મૂર્તિ તેની આંખો સામે પ્રગટ થઈ:

'ફોગના જમૈયાને મેં મારી છાતીમાં શું એટલા માટે ઝીલ્યો હતો, ઘેલી. કે તે પછી એક વરસે તારે આ ઠેકાણે આપઘાત કરવો !' એ મૂર્તિ તેને કહેતી હતી, 'મને સુખી કરવા માગે છે કે દુઃખી ? સુખી કરવા માગતી હોય તો બેનને સુખી કર ..અને મલીરમાં અજવાળાં પાથર તારી મહબ્બતના !'

આરતી પૂરી કરીને મહિયુ તેણે માતાની સામે ગોઠવ્યુ આછ લીધા અને એક ઠેલી વદના માતાને અર્પિને તે બહાર નીકળી હવે તેની મુખમુદ્રા પર કોઈ મહાયોગીની મુખમુદ્રા પર રહી શકાય એવી શાન્તિ હતી ક્ષણે ક્ષણે નવીનતા ધારણ કરતા આ સૌન્દર્યની ઝાખીયા આનંદ-સમાધિમા ડૂબી ગયેલ ઉમરે એને ફરી નવા સ્વરૂપે જોઇને તે ડ્યો તેણે મારવીને ઊચકી લીધી તે દોડયો નગઠજ સજ્જ થઇને મેદેલ સાઢણી પર તે મારવી-સોતો સવાર થઈ ગયો. પાછળની બેઠકમા ફોગ પહેલેથી જ ગોઠવાઈ ગયો હતો

અને મારવીની ચીસો બહાર ઉભેલી સહિયરોને પૂરી કાને પડે તે પહેલા તો ચારેય સવારોને લઇને એ સાઢણીઓ, જે રસ્તે આવી હતી તેજ રસ્તે થઇને પૂરપાટ ઉમરશાહની રાજધાની ભણી વહેવા માડી

## (૧૨)

**સી**તાનુ હરણ કરવુ સહેલ હતું, એના મનને પોતા તરફ વાળવુ અશક્ય હતુ મારીચની સહાયથી સીતાને પંચવટીમાથી લઇમા લાવ્યા પછી રાવણને આ ભાન થયુ હતુ પણ રાવણ હતો દુરાગ્રહી એનામા વિવેક કરતા અભિમાનની માત્રા ઘણી હતી અને એના આ અભિમાનમાથી રામાયણ સર્જાયુ એના દસ દસ માથા એના અહકારની વેદી પર ચઢી ગયા

ઉમરશાહે ફોગસેન પાસેથી મારવીના રૂપની પ્રશસા સાભળી એ પ્રમશાએ તેને મુગ્ધ ર્યો તેનો વિવેક નષ્ટ થયો સાવ નષ્ટ નહિ, તો પણ થોડી વારને માટે ક્ષીણ તો થયો જ ભૂખડી બારસ મલી રમા જો ફોગસેન કહે છે તેવુ કોઈ અનુપમ સૌન્દર્ય-રત્ન ખરખર હ્ય તો તેને કુચળીને પોતાના મહેલમા આણવું જ જોઇએ એવી વૃત્તિ તેનામા ઉભી થઈ રાજા જગતના તમામ રત્નોનો સ્વાભાવિક

હકદાર છે એવી ઉમરની માન્યતા હતી. કોઈની દીકરી અને વહુની પત્નીને તેની ઇચ્છા વિરુદ્ધ ઊચકી પોતાના ઘરમાં બેસાડી દેવી, એ એક ઘોર પાપ છે, એક ભયંકર સામાજિક અન્યાય છે એવું શાસ્ત્ર તખ્તોતાજના મિજાજથી બહુ એના મનને માન્ય જ ન હતું. આ ઉપરાંત મલીરનું ગામડું, એ તેની ગજાની હદની બહાર હતું. એટલે એક સારા રાજવી તરીકે પ્રજાજનોના જાન-માલ-આબરૂની રખેવાળી કરવાનો પોતાનો ધર્મ પણ તેને આ કૃત્યમાં આડો આવતો ન હતો.

એટલે પાટનગરમાંથી ફાગમેન સાથે મલીરની બાજુ નીકળતા પહેલાં ઉમરવાહનના મનમાં અગર કોઈ પણ જાતની મૂંઝવણ થઈ હોય તો તે ફક્ત એટલી જ, કે જે છોકરી માટે ફાગણે શિખવણી કરી આ રઝળપાટભર્યો પ્રવાસ ખેડી રહ્યો છું તે છોકરી જો સુંદર નહિ નીકળે તો હું નકામો બેવકૂફ જ ઠરવાનો! આ જ કારણે તે પોતાના પાટનગરમાંથી શિકારનું નિમિત્ત કરીને જ નીકળ્યો હતો, અને આ જ કારણથી તેણે પોતાની સાથે ફાગ સિવાય ફક્ત એક જ અનુચરને રાખ્યો હતો, કે જેથી મારવી ફાગે વર્ણવી હતી તેવી કોઈ સૌન્દર્યરાણી ન નીકળતાં એક મામૂલી ગામડી-બાળા જ નીકળે, તો પણ પોતાના આ આખા પરાક્રમથી સૌ અપરિચિત જ રહે!

હા, એક ફક્ત ફાગને તેણે ચેતવી દીધો હતો.

"પણ ધારો કે તમારી આ માન્યતા તમે કહો છો તેવી ન હોય તો?" તેણે અવાજને સખત બનાવીને ફાગને કહ્યું હતું.

"તો આપનાં પગરખાં અને મારું માથું!" ફાગે હસીને જવાબ આપ્યો હતો. "કોને સુંદર કહેવાય અને કોને ન કહેવાય એ બાબતમાં, આપનો આ ગુલામ સાવ અબુઝ નથી જહાંપનાહ!"

"એ બધું બરાબર છે," જહાંપનાહે વાતને પાકી કરતાં કહ્યું હતું.

'પણ હુ તો એ વાત ભમલુ! માન્વીનુ રૂપ મને પસંદ ન પડે તો...'

'તો આપની આ શમશેરથી માના માથાને ધડ પરથી ઉતારી નાખજો,' ઉમરશાહનો ભાવ વર્તી જઇને ફોગે કહેલુ

*

પણ વાચક જાણે છે કે ઉમરશાહના શમશેરને આવી નાઇ તક-લીફ લેવાની જરૂર ન પડી, અને ફોગનુ માથુ, એના ધડ પર સલામત જ રહેલુ ઉમરશાહને માન્વીની સૂરત ગમી ગઇ હતી માન્વી જેવી સૌન્દર્ય-પ્રતિમા, ઉમર, પોતાના દોસ્ત કે દુશ્મન કોઇ પણ રાજવીના રંગમહેલમા કદી જોઇ જ નહોતો

રણના એક ન પાણીઆ ગામડામા પણ અલ્લાહતાલાએ કુદરતની કેવી કમાલ કરી છે!—માન્વીને પહેલી વાર જોતા વેત ઉમરને થયેલ

માત્ર આંખોને તૃપ્ત કર એવુ જ નહિ પણ આંખો સાથે કાન દ્વારા મનુષ્યના આખા આત્માને આનંદથી તરબોળ કરી દે એવુ સૌન્દર્ય છે આ!—માન્વીનુ ગીત સાભળીને તેને થયુ હતુ

માન્વીના ગીતે ઉમરના કાળજાને નરી જ નાખ્યુ એના રૂપની ઝાખીથી ભાનસાન ગુમાવી બેઠેલ ઉમરશાહનો આત્મા આ ગીત સાભળીને મૂર્છિત જ થઇ ગયો

અને પછી તો પોતે શુ કરી રહ્યો છે તેનુ તેને પોતાને પણ પૂરપૂરુ ભાન થાય તે પહેલા જ માન્વીને સાઢણીની પીઠ પર નાખીને તે પોતાના પાટનગર ભણી ઊપડી ગયો

અને માન્વીની ચીસોને કૈક ગોરથી અને કક આનંદથી સાભળતો ફોગ પણ તેની પાછળ પાછળ ઉમરશાહના પાટનગરમા પહોચી ગયો

*

માન્વીએ આખે રસ્તે હૈયાફાટ રુદન કર્યે નાખ્યુ હતુ એનુ એ આક્રન્દ એટલુ હૃદયવિદારક હતુ કે કોઇ બીજી વાર તો ઉમરશાહને

પોતાને પણ એના પર દયા આવી જતી, અને આંગણીને પાછી વાળીને એને પાછી મસીમાં મૂકી આવવાનું મન થતું હતું.

પણ તે કોઈ કોઈ વાર જ માત્ર.

બાકી તો 'દરેક છોકરી શરૂઆતમાં આવી જ રોકકળ કરે!' એવું મન તેને આશ્વાસન આપ્યા કરતું હતું: 'એ તો થોડાક દિવસ થશે. અને રાજમહેલની સુખસગવડો એને કોઠે પડવા માંડશે કે તરત જ ઘીના ઠામમાં ઘી પડી જશે!'

'ઠીક છે,' તેના મનથી ય ઉપરવટ થઇને તેની બુદ્ધિ તેને કહ્યા કરતી હતી; 'પણ આ છોકરી એવી ન હોય, તેં જોયું નહિ, કે કેટલી આર્દ્રતાથી પોતાના ગામનું ગીત ગાઇ રહી હતી!'

'જોયું! પણ એટલી જ આર્દ્રતાથી એ થોડા જ દિવસમાં તારા પાટનગરનું ગીત ગાવા માંડશે'–મન તેને પટાવી રહ્યું હતું. 'સ્ત્રીઓ તો બધીજ એવી, ભાઇલા મારા, ઇન્દ્રને નહિ, પણ ઇન્દ્રાસનને જ વફાદાર! તેમને તો, જે મગવડ આપે, તે એમનો સ્વામી! ભરણ પોષણ કરે તે ભર્તા! મોજ કરાવે તે મહબૂબ! દુનિયા દેખાડે તે દિલબર!'

ઉમરશાહની આંખો સામે તે વખતે રૂપાળી છોકરીઓની એક લાંબી લગાર જ ખડી થઈ ગઈ હતી. ક્યાં ક્યાંથી ઊંચકી ઉપાડી લાવ્યો હતો એ, એ બધાં નમણા નારી-દેહોને! કોઇને એક ગામમાંથી તો કોઇને બીજા ગામમાંથી! કોઇને થરમાંથી, કોઇને મારવાડમાંથી, કોઇને મુલ્તાનમાંથી, કોઇને હાલામાંથી! કોઇનું એને નાક ગમી ગયેલું, તો કોઈના હોઠ! કોઇની આંખોએ એના પર કામણ કરેલું, તો કોઈની ચાલે એના હૈયાને ચીરેલું. કોઇની ચોળ ઓળવાની છટા કોઇની કપડા પહેરવાની કળા, કોઇનું કંઇ. ને કોઇનું કંઇ...!

પણ આ મારવીમાં તો ...

અને એ પણ કબૂલ કે મારવીએ કકળાટ પણ એ મૌના મામટા કકળાટ કરતા સો ગણો કર્યો હતો ! પણ આખરે સિંહાસનના સ્વામી-ના સ્નેહનિમંત્રણને એક ભૂખડીબારસ ગામડાની અબુઝ ગોરી ક્યા સુધી નકારે ? ક્યા સુધી ? આખરે તો માનવી માત્ર માટીના જ બનેલ છે ને ! આ રૂપસુંદરી સમેત !

(૧૩)

**મા**રવીની સાથે ઉમર બળથી નહિ પણ કળથી કામ લેવાનો નિશ્ચય કર્યો હતો

શરૂઆતમા તેણે એકી સાથે બે કામ કર્યા

મારવી સામેના આક્રમણને તેણે બે મોરચાઓમા વિભક્ત કરી નાખ્યુ કહો કે મારવી સામે તેણે બેપાંખિયો ધમારો શરૂ કર્યો

પહેલુ તો તેણે મારવીને તેને માટે આગળથી ખાસ તૈયાર રાખવામા આવેલા રંગમહેલમા રાખી આ રંગમહેલની મારવી રાણી જ હતી એટલે એક રાણીને જે પ્રકારની સુખસગવડો સોહે તે બધી જ સુખસગવડો આ રંગમહેલમા મારવી માટે વસાવવામા આવી હતી દાસીઓનુ એક જબરુ ઝુંડ, આ નવી રાણીની આજ્ઞા ઉઠાવવા માટે આ રંગમહેલમા સદા તૈયાર જ રહેતુ આ હતો ઉમરશાહનો પહેલો મોરચો—મારવીની સામે

એનો બીજો મોરચો હતો એની મંજૂરી મારવીને સોંપવામા આવેલ રંગમહેલમા ઉમર ભાગ્યે જ પગ મૂકતો, અને મૂકતો ત્યારે પણ તેના મનમા હજાર ઝાળે ભભૂકી રહેલ વાસના—આગને તો ભાગ્યે જ વ્યક્ત કરતો મારવીની સમક્ષ ઉમર સાલસ રીતે વર્તતો, હળવી વાતો કરતો

'અહીં તારા પર કોઈ પણ પ્રકારની જબરદસ્તી નથી મારવી !' મારવીની સામે દૂર અદબભેર બેસીને તે કહેતો, 'તું તારી મુન્સફીની માલિક છે ગમે તે કરી શકે ગમે ત્યા જઈ શકે '

'એક માત્ર મારા મલિર સિવાય!' વિષાદની કડવાશ મારવીના ચહેરા પર આવી જતી, અને મારવી બોલી ઊઠતી.

'પણ અહીં તને કઈ વાતની ઊણપ છે?' ઉમરશાહ હસીને પૂછતો.

'બધી જ વાતની. જેટલી ઊણપ, મૃત શરીરને એના પ્રાણની હોય છે, –એટલી, ઉમર!'

'પણ એ તો તું નાહકની જીદ કરે છે, મારૂ!' ઉમરના ગયા પછી એની એકાદ દાસી મારવીને સમજાવતી: 'આખી જગતમાં સૌથી વધુ સુખી માનવી બનવું, એ તારા જ હાથની વાત છે!'

'કેવી રીતે?' મારવી પૂછતી.

'જહાંપનાહ સાથે નિકાહ કરીને!' શાણી બાંદી મહેજ પાસે આવીને ખુલાસો કરતો: 'જહાંપનાહની બેગમ બનીને! શાહ–સુલતાન તને કેટલી બધી ચાહે છે તે કોણ નથી જાણતું!'

પણ હું મલીર સિવાય બીજા કશાને ચાહતી નથી તો!' છેવટનો જવાબ આપીને મારવી પીઠ ફેરવી લેતી!

અને પછી તરત જ, આંસુનીગળતી આંખે પેલું જૂનું ગીત તે ગાવા માંડતી!

> મહુબ્બતના સપના સમા, ઓ મલીર!
> કવિની કલ્પના સમા, ઓ મલીર!
> 'મની જીંદગી એક અંધારી રાત...
> કા જાણે' દિલેગમના હૈયાની વાત!
> જ્યાં પ્રોવાયું છે વેદના કેરું તીર!
> મહુબ્બતના સપના સમા, ઓ મલીર!
> શું જાણે આ સંસારી, પ્રીતિની રીત;
> અહીં જીત છે હાર, ને હાર જીત!
> ન મિલને ને વિરહે, છે મનડું અધીર!
> મહુબ્બતના સપના સમા, ઓ મલીર!

[ ૧૪ ]

ઉમરશાહના રંગમહેલમાં મારવી, મરવીની માફક જ રહેતી. ઉમરે તેને ખતૂરીની ટેંગી આગળથી ઉઠાવી. તે વખતે એણે જે પોષાક પહેર્યો હતો, તે જ પોષાક તે હંમેશ પહેરતી. ઉમરશાહે મોકલેલા રેશમી કીનખાબી ઝગિયાન વસ્ત્રો અને હીરા–મોતીના અલંકારો પહેરવા તો એક બાજુએ રહ્યા, પણ તે બધાની સામે તેણે નજર નાખીને જોયું પણ ન હતું ! કુટીબંધ દાસીઓ હોવા છતાં પોતાનું કામ તે જાતે જ કરી લેતી ! ઉમરની એક પણ બાંદીની સહેજ પણ સેવા તે લેતી નહિ નાખુશીથી તો ન જ લેતી.

મહેલના નિયમ પ્રમાણે દિવસના ત્રણ વખત અને એક વખત રાત્રે મળીને કુલ ચાર વખત ભોજન થાળ અને શરબતના પ્યાલાઓ તેની સામે રજૂ કરવામાં આવતા, પણ મારવી, જ્યારે ઉપવાસ લંબાવવો અશક્ય થઇ પડતો, ત્યારે જ એ ખાધોનો સ્પર્શ કરતી: અને તે પણ શરીર ટકાવવા માટે અનિવાર્ય હોય તેટલું જ મ્હોમા મૂકવા માટે !

અહીં આપઘાતનો વિચાર મારવીને નહોતો આવતો, એમ નાવ નહોતું. કેટલીયે વાર, તેનું મન રંગમહેલની આ તુરંગથી અકળાઇ ઊઠતું; અને જીવનનો અંત આણવાની અનેક યુક્તિપ્રયુક્તિઓ તે વિચારતી, પણ તેની આ નિર્બળતા ફક્ત થોડીક વાર જ ટકતી. કોઇ ને કોઈ રીતે આ બધી યાતનાઓનો અંત આવશે જ અને પ્રિયતમ અને મધુર સંભારણાઓની, મઘમઘતા પોતાના મલીરમા એક દિવસ ફરી વસી શકશે એવી તેની શ્રદ્ધા હતી. આ શ્રદ્ધામા ને શ્રદ્ધામા તે જીવ્યે જતી .



પણ આખરે ઉમરશાહની સબૂરી અને મારવીની મગરૂરી એ બે સબૂરીઓ વચ્ચેના દ્વંદ્વયુદ્ધનો પણ એક દિવસ અંત આવ્યો. મારવીની

મજબૂરી વિજાના બની ઉમર હાર્યો ઉદાસીનના મેહિની ઈ ડાગતાનો સ્વાગ તજીને તે પોતાના અસલ રૂપમા આવી ગયો

મારવીને પોતાને અનુકૂળ બનાવવા માટે તેણે જાતજાતના અને ભાતભાતના દુ:ખો આપવા માડ્યા તેને જહાંગીરની ધમકીઓ આપવામા આવી અને જો તે નહિ માને તો તેના આખા મલીરને જમીનદોસ્ત કરી, તેના મા-બાપ અને તેના પતિ ખેનમેનને કૂતરાના મોતે મારવાની ડગમણીઓ પણ અપાઈ

પણ મારવીના મલીર-પ્રેમને એની આત્મશ્રદ્ધાને એના દૃઢતાને જેમ ઉમરની લાલચ ઉદા તા પરાજિત નહોતી કરી શકી તેમ એની આ ડગમણીઓ પણ એની પાસે નિષ્ફળ નીવડી !

અને ડગમણીઓથી આગળ જવાની તો ઉમરમા ક્યા તાકાત જ હતી ! ૨ ણુ ૨ એ બીચારો એ પોતે પણ નહોતો સમજી શકતો એ નમાણે મારવીની મોહિનીમા ઊંડો ન ઊંડો ઊતરી ગયો હતો

ઉમરે અનેક સ્ત્રીઓ જોઈ હતી કાઈ બે ઘડીમા શરણે થઈ હતી તો કોઈ બે દિવસમા ! કોઈ બે અઠવાડિયામા તેની ઇચ્છાને આધીન થઈ હતી તો કાઈ બે મહિનામા ! કોઈ ઐશ્વર્યના પ્રલોભનથી પડી હતી તો કાઈ માતની ધાકથી સીધી થઈ ગઈ હતી

અને કોઈ કોઈ વળી એવી યે નીકળી હતી કે જેના ઉપર એને બળાત્કાર પણ કરવો પડ્યો હતો !

અને એક વાર બળાત્કાર થઈ ગયા પછી

ઘીના ઠામમા ઘી પડી ગયુ હતુ !

એક મારવી જ એવી નીકળી હતી ફક્ત કે જેની પાસે એના તમામે તમામ હથિયારો હેઠા પડ્યા હતા ! એનુ ઝૂ ૨ ૂ તે એને સમજાતુ જ નહોતુ !

## (૫)

**અહીં** મલીરમાં મારવી અને ખેતનાં લગ્ન પછી તરત જ મળ-રકામાં ખતૂરીની દેરી આગળથી મારવી ઉપડી ગઈ, તે ઘટનાથી એક અઘોર હાહાકાર મચી ગયો હતો. માન્વીને લઈને નાસતી બે સાંઢણી-માંથી એક પર, પોતે ફોગને–ફોગના જેવી સૂરતવાળા કોઈ આદ-મીને બરાબર જોયો હતો. એવું મારવીની ખેટલીક સહિયરોનું કહેવું હતું. ખતૂરીનું ખૂન કર્યા પછી ફોગ ઉમરકોટમાં જઈને વસ્યો હતો. ત્યાં આગળ તે ઉમરશાહનો પ્રીતિપાત્ર બન્યો હતો. ત્યાં બેઠો બેઠો માન્વીને હાથ કરવાની અનેક યોજનાઓ તે ઘડી રહ્યો હતો. એવી એવી અફવાઓ મલીરમાં અવારનવાર ઊડ્યા જ કરતી એમાં વળી, સાક્ષાત ફોગને એના સ્થૂલ સ્વરૂપમાં ગામના સીમમાં એકાદ વખત જોયાની ભ્રમણા પણ મલીરના કેટલાક જુવાનિયાઓને થઈ હતી.

આ બધી છૂટીછવાઈ ઘટનાઓને એકમેકની સાથે સાંકળી લેવી એ મુશ્કેલ ન હતી. એટલે મારવીના માબાપના અને ખેતસેનના મિત્રોએ ઉમરકોટની દિશામાં જ માન્વીનું પગેરું કાઢવાનું ઠરાવ્યું!

પણ ક્યાં, એક નધણિયાતા નાનકડા ગામના, આંગળીને વેઢે ગણાય એટલા નિઃશસ્ત્ર જુવાનો અને ક્યાં સર્વ પ્રકારના શસ્ત્રાસ્ત્રોથી સજ્જ એવા સૈન્યવાળું ઉમરશાહનું માતબર રાજ્ય? પોતાની આંખોના તેજસમી મારવી ઉમરશાહના રંગમહેલમાં કેદ છે એવું જાણ્યા છતાં પણ, એ બિચારા ગામડિયાઓ શું કરી શકવાના હતા એક જીવ બાળવા સિવાય!

ઉમરશાહ જેવા સમર્થ સુલતાનના ગજમહેલમાંથી માન્વીને ઉઠાવી લાવવી એ અશક્ય હતું. મલીરનું કદ અને કૌવત જોતાં, એને માટે તો આ કાર્યની કલ્પના પણ અશક્ય હતી એવું દુઃસાહસ ઉઠાવવાનું સ્વપ્ન સેવનારાઓએ નિષ્ફળતા ઉપરાંત 'ભાગી અને હાણ' બન્ને માટે તૈયાર રહેવાનું હતું.

પણ પ્રેમ અને સ્વમાન. કેટલીક વાર પામરોમાં પ્રચંડ પુરુષાર્થ પ્રેરે છે.

લોકવાયકા કહે છે કે ખેતસેન અને એના સાથીઓએ, અને મલીરના મેવાડીઓએ, પોતાની 'બાને' ( બ=બા=સ્ત્રી ) ઉમરની કેદમાંથી છોડાવવા માટે ઓછામાં ઓછી એક કોશિશ તો કરેલી જ. એ કોશિશમાં બે-ત્રણની જીંદગીનો અંત આવેલો...અને બાકીના બધા ખેતસેન સહિત બધાના હાડકાં મારી પેઠે ખોખરાં થયેલાં!

મારવીને હાથ કરવાનો ખ્યાલ, આ અનુભવ પછી, મલીરે સદંતર છોડી દીધો.

અને મારવી, તે પછી, મલીરને મન, આઘે આઘેના ભૂતકાળના એક સ્વપ્ન સમાણા સમી બની ગઈ.

અને તે એટલે સુધી, કે જો ખજૂરીની દેરી હજુ એ ને એ ઠેકાણે ઊભી ન હોત, તો એક એના મા-બાપ અને બીજો ખેતસેન ..એ ત્રણ માણસો સિવાય, મલીરના બાકીના બધા ય માણસોની યાદગીરીમાંથી એ ઓસરી જ જાત!

પણ ખજૂરીની દેરી, ગાર-માટીની હોવા છતાં, હજુ ઊભી હતી. ત્યાં ને ત્યાં જ ઊભી હતી અને એવી ને એવી અવસ્થામાં ઊભી હતી: અથમત્ત, મળસ્કાં પહેલાં કે સંધ્યાટાણા પછી એ દેરીમાં દાખલ થવાની કે એની દિશામાં જવાની સુદ્ધાં ભાગ્યે જ કોઈ હિંમત કરતા.

પણ એની આસપાસ વ્યાપી ગૂઢ ભયંકરતાનું વાતાવરણ સર્જાયા હોવા છતાં ખુબી એ હતી, કે એ દેરી હંમેશા લીંપેલ-ગૂંપેલ જ રહેતી એની અંદરનું કોડિયું નિરંતર જલતું જ રહેતું. દિવસના ગમે તે વખતે કોઈ પણ માણસ એમાં દાખલ થાય, તો એની અંદ-ફૂલો એને હંમેશ તાજાં જ લાગતાં! વાસી ફૂલોને ઉપાડી લઈ ને ઠેકાણે તાજાં ફૂલોને ગોઠવી દેવાનું, કોડિયામાં નવું તેલ ઘી રેડ્યે રાખવાનું, બળી ગયેલી વાટોને બદલે નવી નવી વાટોને મૂકવાનું .

અને એવા એવાં કામો, ખાતૂરીના ક્રેરીમા, કોઈ ને કોઈ મલીન્વાસીને હાથે ગૂપચૂપ ચાલ્યાં જ કરતાં!

અને એને કારણે દેરીની આસપાસની નષ્ટિ મો મલીન્વાસીઓને મન એટલી બધી જીવંત અને ભેદી બની ગઈ હતી, કે કાઇ કાઈ વાર મધરાતથી તે ઠેઠ મળસ્કા સુધી એ દેરીમાથી અથવા તેની સામેના પેલા દૂવાના થાળા પરથી...

**મહોબ્બતના સપના સમા, એ મલીર!**
**કવિની કલ્પના સમા, એ મલીર!**

એ માનવીના ગીતના ભણકારા પોતાને નભળાયા કરતા એમ પણ અનેક મલીન્વાસીઓ કહેતા—ઈશ્વરના સોગન ખાઇને!

(૧૬)

"આવા રૂપને શુ આમ ને આમ વેડફી નાખવા માગે છે?" એક દિવસે કદમ રહેરે પોતાની સામે આડુ જોઇને બેઠેલી માનવીને ઉમરે પૂછ્યુ

છેલ્લા એક વરસો દરમ્યાન, આ સવાલ ઉમરે અનેક વાર પૂછ્યા હતો જુદી જુદી રીતે અને જુદા જુદા શબ્દોમા પૂછ્યો હતો જવાબમા મારવીએ, હમેશા, કા તો પાષાણી મૌન જાળવ્યુ હતુ અથવા તો પાષાણને પણ પીગળાવી નાખે એવું કલ્પાન્ત કર્યું હતું.

અને આવા મૌનથી કંટાળીને અને રૂદનથી ભ્મકીને ઉમર ત્યાથી ઊઠીને ચાલ્યો જતો હતો

સૌન્દર્ય—તરસ્યા એના આત્મામા અનેક આસુની ઝોના ઉગ-તંખૂરો વચ્ચે ઈનસાનિયતનો એક નાનકડો ઝરો—બને બેદીની અવસ્થામા ને ય...હિલોળા મારતો હતો

"ઈશ્વર તને આટલું રૂપ આપ્યુ છે, માનવી." પોતાના સવાલને વળી ઘાટો દઈને નેત્રે માનવી બાબુ કર્યો

'હું સૌન્દર્યનો પૂજારી છું મારવી, તે બાબત તને શક છે?' એનો એ જ પ્રશ્ન એણે ત્રીજી વાર પૂછયો.

'પૂરેપૂરો!' મારવીએ જવાબ આપ્યો 'સૌન્દર્યની વાતને એક બાજુએ મૂકીએ, ઉમર, પણ તું પૂજારી તો નથી જ સૌન્દર્યનો ય નથી અને કોઇનો પણ નથી! પૂજારીપણું તારી પ્રકૃતિમા જ નથી!'

'એટલે?'

'પૂજારીઓ પોતાના ભગવાન ઉપર જુલમ નથી કરતા, ઉમર' પોતાના પુજ્યને તેઓ કેદમા નથી પૂરતા!'

'મેં તને કેદમા પૂરી છે, મારવી? આ રંગમહેલને તું કેદ કહે છે? આ રંગમહેલમા તને આણ્યા પછી મેં તારા ઉપર કદી જુલમ કર્યો છે?' એકસાથે અનેક પ્રશ્નો ઉમરે પૂછી નાખ્યા. મારવી તેની સાથે આજે વાતો કરવા માંડી હતી, એના આનંદમા ને આનંદમા આજે તે કોઠો હાલવવા તૈયાર થઇ ગયો હતો

'અહીં મને આણ્યા પછી તેં મારા ઉપર સ્થૂલ રીતે કોઇ અત્યાચાર કર્યો નથી એ કબુલ, ઉમર! પણ તું પ્રેમને ઓળખે છે?'

'પ્રેમનો તો હું દીવાનો છું મારવી!'

'દીવાનો? પ્રેમનો દીવાનો?' સૂરત ઉપર મૃત્યુની ટાઢાશ પાથરી'ને મારવીએ પડઘો પાડયો. 'જો સાચ-જૂઠનું ભાન ખોઇ બેસનારને દીવાનો કહી શકાતો હોય તો તું દીવાનો જરૂર થયો છે, ઉમર! પણ તું પ્રેમનો નહિ હવસનો દીવાનો બન્યો છે. તું પૂજારી નથી, ઉમર, શિકારી છે તું મને પૂજવા નથી માગતો, ભરખવા માગે છે! તને મારા લોહીની તરસ છે, માન મામની ભૂખ છે!'

ઉમર પાસે આનો કોઈ જવાબ નહોતો. મારવીના આ આક્ષેપની સામે તેની પાસે કોઈ દલીલ નહોતી

તે ચૂપ બેસી રહ્યો.

'તું જો પ્રેમનો પુજારી હોત, ઉમર, તો ફોગને એના માત્ર રૂપના વખાણ સાંભળીને આટલો છળી ઉઠત નહિ! બેબાકળો થાત નહિ! ભાનસાન ગુમાવી બેસત નહિ! પ્રેમને સૌન્દર્ય સાથે સંબંધ જ નથી!'

'ત્યારે?'

'પ્રેમને સંબંધ છે, પ્રેમની સાથે'

ઉમર સાંભળતો જ રહ્યો.

'ફોગને માત્ર રૂપનો શિકાર કરવો હતો! એમાં તે ફાવ્યો નહિ! એટલે બીચારી ખનૂરીને.'

મારવીની આંખોમાંથી આંસુઓ દડદડ દડદડ વહેવા લાગ્યાં.

'મારવી!' કોઈક જૂની યાદથી દુભાઇ ઉઠેલ મારવીને દૂરથી બેઠા બેઠા પણ આશ્વાસન આપવા માગતો હોય એવા મૃદુ સ્વરથી ઉમર બોલ્યો: 'ખનૂરીએ ઇર્ષાથી પ્રેરાઇને આપઘાત કર્યો...તેમાં ફોગ શું કરે બીચારો!'

મારવી હસી પડી!

દુ:ખના દરિયા જેવી નિશાઓમાં ધૂઘવાટા માચ્યા હોય ને વચ્ચે માનવી હસી પડે તેવી રીતે મારવી હસી પડી!

'કેમ?' ઉમરે સહેજ ઝંખવાઇ જઇને પૂછ્યું.

'તું ખરેખર દીવાનો છે!'

'તે તો છું જ!' ઉમરે હસીને એકરાર કર્યો. 'નહિતર...'

'ના, તું જે અર્થમાં કહે છે, તે અર્થમાં નહિ! તું વિવેકભાન ભૂલ્યો છે એ અર્થમાં દીવાનો છે! સાચાં–ખોટાનું પારખું કર્યા વગર ગમે તે વાત માની લેવી, એનું નામ દીવાનાપણું નહિ તો બીજું શું?'

'તું શેની વાત કરે છે, મારવી?'

'ખતૂરીએ ઈર્ષ્યાવશ થઈને પોતાના જીવનનો અંત આણ્યો એમ જે તું કહે છે, તેની!'

'એ વાત શું ખોટી છે? શું ખતૂરીએ ઈર્ષ્યામાં ને ઈર્ષ્યામાં પોતાના જીવનનો અંત નથી આણ્યો?'

'ખતૂરીએ પોતાના જીવનનો અંત આણ્યો જ નથી, ઉમર!'

'હેં! શું ખતૂરી જીવે છે? ત્યારે એની જે દેરી...'

એ દેરી એની યાદ જાળવી રાખવા માટે જ બાંધવામાં આવેલી છે ઉમર! ખતૂરી જીવતી છે એમ મારું કહેવું નથી. એનું મૃત્યુ થયું છે.. પણ, એણે આત્મઘાત કર્યો નથી!'

'ત્યારે?'

'એ બિચારીનું તો ખૂન થઇ ગયું!'

'કોના હાથે?'

'દ્રોગના હાથે!'

ઉમર બેઠો હતો ત્યાં જ ઉભો થઈ ગયો!

એક કદમ દૂર એક ઝાલર ટાંગવામાં આવેલી હતી પાસે એક મોગરી હતી ખંડની બહાર બેઠેલા નોકરોને બોલાવવા માટે આ મોગરી-ઝાલરનો ઉપયોગ થતો.

ગુસ્સાથી ધ્રુજતા હાથે મોગરીને ઉપાડીને ઉમર બોલી ઉઠ્યો

'જો તારી વાત સાચી હોય માની તો ખૂનીને એણે કરેલા ખૂનનો બદલો મળવો જ જોઇએ. હું દ્રોગને આ ઘડીએ જ શૂળી, પર ચઢાવવાની આજ્ઞા આપું છું!'

ઉમર ઝાલર પર મોગરી ઠોકવા જતો હતો. એટલામાં માની પોતાના આસન ઉપરથી ઉઠીને તેની પાસે આવી ઝાલરની દોરીને પોતાના હાથમાં લઈ ઝાલરને પોતા ભણી ખેંચી તે બોલી:

'ફોગ ખતૂરીનું ખૂન કરવા નહોતો માગતો, ઉમર !'

'અને છતાં ખતૂરી એના હાથે મરી ગઇ !' મોગરીને પાછી પોતાને ઠેકાણે મૂકી દેતાં, ઉમર હસ્યો, 'તારામાં સાચું બોલવાની હિમંત તો છે ને મારવી ?'

'ફોગને તો મારું ખૂન કરવું હતું, ઉમર !'

'હેં તારું ખૂન એ શા માટે કરે ?'

'જે કારણે, કદાચ, કોઇ વેળા તું મારું ખૂન કરવા પ્રેરાય તે કારણે !' તદ્દન રૂક્ષ અવાજે મારવીએ ખુલાસો કર્યો.

'સમજ્યો' એક ભીષણ નિઃશ્વાસ નાખીને ઉમરે કહ્યું 'પણ તો પછી તેના હાથે ખતૂરીનું ખૂન શી રીતે થયું ?'

મારવીએ પોતાની આખી વાત ઉમર સમક્ષ રજૂ કરી, મલીર ઉપરનો પોતાનો પ્રેમ, લગ્નસુખ માટેની પોતાની ઉદાસીનતા, ને મા–બાપ જેના હાથમા સોંપે, તેને જીવનના અંતિમ શ્વાસ સુધી વફાદાર રહેવાનો પોતાનો નિશ્ચય, ખતૂરીનો પોતા પ્રત્યે નિખાલસ પ્રેમ, ફોગનું પોતા પ્રત્યેનું આકર્ષણ, ફોગની અને પોતાના મા–બાપની મુલાકાત, પોતાના પિતાએ ફોગની માગણીનો કરેલો અસ્વીકાર, પોતાનું અને ખેતનું વેવિશાળ, ખતુરી સાથેની ફોગની છેતરપીંડી, ખતૂરીનો ફોગ ઉપરનો આંધળો પ્રેમ, પેલી ગોઝારી સવારે નળસ્કુ થતાં પહેલાં બંને બહેનપણીનું કુવાકાંઠે જઇ પહોંચવું, ભૂલી ગયેલ મોંચણીયું પાછું લેવા જવા માટે ખતૂરીનું ગામમાં જવું, કુવાના થાળા પર બેસીને પોતે ગૂંજેલું પેલું ગીત, એ ગીતને અંતે ફોગનું આવવું, ફોગની નિર્લજ માગણી, પોતે કરેલ તેનો ઇનકાર, ફોગની બળજબરી, પોતાનો પ્રતિકાર, લોકોનું આવી પહોંચવું, પોતાનું ખૂન કરીને નાસી જવાનો ફોગે કરેલો નિર્ધાર, ફોગે કરેલો પ્રહાર, અને એ પ્રહારને પોતાની છાતી ઉપર ઝીલીને આ જગતમાંથી હસતે મોંએ હંમેશને માટે વિદાય થઇ ગયેલી ખતૂરી...

મારવીએ ઘટનાની એકેએક કડીને એટલી તો તાદસ્ય રીતે વર્ણવી કે બે ઘડી જેટલો સમય બન્નેએ ઊભા ઊભા જ પસાર કર્યો તે તનું ઉમરને ભાન જ ન રહ્યું.

'શું રોગ આગલો બધો નીચ છે?' વાત પૂરી સાંભળ્યા પછી તરત જ બોલી ઉઠ્યો.

'નીચ રોગ નથી, ઉમર! નીચ તો હવસ છે, કામવાસના છે, પનો શિકાર કરવાની વૃત્તિ છે. આવતી કાલે, એ જ વૃત્તિ. તારી પે મારુ અથવા બીજા કોઇનું ખૂન નહિ કરાવે, તેની શી ખાતરી!'

'નામુમકિન!' ડોકુ ધુણાવીને ઉમર બોલી ઉઠ્યો: 'એ કદી ણ ન બને એવી વાત છે, મારવી! હું તને ચાહું છું!'

મારવીએ નિરાશાથી માથું ધુણાવ્યું.

'હું તને ચાહું છું મારવી, મેં તને કેટલી વાર કહ્યું કે હું ારા માટે ગમે તે કરવા તૈયાર છું!' ઉમરે ભાવનાના આવેશની છેલ્લી ટોચે પહોંચી, ગળાગળા અવાજે કહ્યું.

'મારું ખૂન કરવા સુધી!' મારવીએ ગમે તે કરવાની' ઉમરની ત્યારીની કઠોર સ્પષ્ટતા કરી.

'તારો એ અર્થ ખોટો છે, મારવી! પણ હું તને શી રીતે ખાતરી કરાવું?'

'તું મને ખાતરી કરાવવા ખરેખર માગે છે, ઉમર?'

ઉમરે મૂંગા મૂંગા માથું ધુણાવીને હા પાડી.

'તો મને, તારા આ બંધનમાંથી મુક્ત કર! મને મલીર જવા દે, મારા દેહની વાસનાને સદાને માટે છોડી દે, હું તારી બહેન છું ઉમર તને પગે પડીને...'

બોલતાં બોલતાં મારવી એકાએક થંભી ગઇ...

ઉમર ઊભો હતો ત્યાંથી છલંગ મારીને મહાર ચાલ્યો ગયો

માન્વીનું આક્રન્દ તેનાથી નભળાયું નહોતું. અને એથી વધુ અમલ બન્યું હતું. તેના પોતાના જ અંતરનું તેની સામેનું ફરિયાદનામું!

( ૧૭ )

**આ**ઝાદીની વ્યાખ્યા સૌની એકસરખી નથી હોતી માલિકની જુદી હોય છે ગુલામની જુદી હોય છે. આઝાદ માનવીને પોતાને જ પૂછો તો તેની વળી, માલિક અને ગુલામ બન્નેના કરતા જુદી હોય છે,

ઉમરને મન, મારવી, હવે આઝાદ હતી, અને આઝાદ હતી હવે એટલે ગયા પ્રકરણમા વર્ણવેલી ઘટના પછી મારવીને જે રંગમહેલમા નાખવામા આવી હતી, તે રંગમહેલ ઉપરથી ઉમરે હવે ચોકીપહેરા ઉઠાવી લીધા હતા આનો અર્થ એવો નહિ કે એ મહેલ કે એની આસપાસ હવે ઉમરના માણસો મુદ્દલ નહોતા રહેતા! ના માત્ર એટલું નહિ ઉમરશાહના સેવકો તો પહેલાની પેઠે જ રંગમહેલની તહેનાતમા રહેતા પણ હવે તેમનુ કામ ફક્ત મારવીની ખિદમત કરવાનું હતુ. તેના ઉપર પહેરા ભરવાનુ નહિ! ઉમરે એમને આ બાબત સખત તાકીદ આપી હતી મારવીને હવે જ્યા જવુ હોય ત્યા જવાની છૂટ હતી

આ આઝાદીનો અર્થ એટલો જ કે ખીના માત્ર પગને બાંધનારી દોરીની લબાઈ હવે વધારવામા આવી છે' પોતાના નોકરાને ઉમરે આપેલી આ નવી આજ્ઞા વિષે જાણીને મારવીએ કહ્યુ માર જ્યા જવુ હોય ત્યા હુ જઈ શકુ છુ એ વાત સાચી હોય તો મને મલીર શા માટે નથી પહોચાડી આવતા?'

મની ની વાત જુદી છે' નીચી મૂકે જવાબ દઈને ઉમરના સેવકો પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા હતા અને આઝાદ મારવીએ તે પછી ઘણી વેળા સુધી પોતાને આપવામા આવેલી આ નવી આઝાદીનું શુ કર્યુ તે વિષે વિચાર કર્યો હતો

મારવી આ આઝાદીના મર્મને અક્ષરશઃ સમજતી હતી. ઉમરશાહ પોતાની વાસનાનો ગુલામ હતો. પોતાની એ ગુલામીના નિવારણ અર્થે જ મારવીને તેણે ગુલામીમાં આણી હતી અને રાખી હતી. એ ગુલામીની જંજીરોને હવે તેણે સહેજ વધુ શિથિલ બનાવી હતી, તે પણ તેનો એક પેંતરો જ હતો એટલે ઉમરે આપેલી આઝાદીનો ઉપયોગ, ઉમરકોટમાંથી મલીર નાસી છૂટવા માટે કરવો તે અશક્ય જ હતું. ચોકીપહેરો રંગમહેલ પરથી ઉઠી ગયો હતો એ વાત સાચી, પણ ઉમરકોટ ફરતો વજ્રલેપ હતો. કોટથી મલીર જવાના એક એક રસ્તાનું નાકું ઉમરશાહના સૈનિકોના હાથમાં જડબેસલાખ બંધ હતું.

ત્યારે કરવું શું? નાસવું અશક્ય હતું. મલીરના માણસો ઉમરશાહ સામે જંગ ખેલીને તેને આ કેદમાંથી છોડાવે. એ ન બને એવી વાત હતી. ઉમરશાહની ઇચ્છાને શરણે થવું, એનો તો સ્વપ્નામાં પણ વિચાર ન થઇ શકે! ત્યારે ધીરજ ધારીને બેસી રહેવું! ક્યાં સુધી? આમ ને આમ તો વર્ષો વીતી જશે અને તેની જુવાની..

શું તેની જુવાની, અને જિંદગીનું પણ.. આવી રીતે આંસુઓ સારવામા જ વીતવાનું નિર્માણ થયું હશે!

'એમ પણ હોય!' એનો અંતરાત્મા તેના કોઇ કોઇ વાર ઢીલા પડતા મનને સમજાવતો. જુવાનીની સાચી મઝા જ, કદાચ, એને આવી રીતે કોલમા પીલવામા હોય! પ્રાકૃત લોકો તો જગતમા મોજ માણે છે. જેમને મહોબ્બતના મૂળાક્ષરોની પણ ખબર નથી તેઓ પણ જુવાનીના ચાર વર્ષો દરમ્યાન દીવાના બને છે! પણ મહોબ્બતની મોટી કસોટી તો વિરહમા જ છે!'

'એ બધી છેતરપીંડી છે.. તારી!' ઢીલું પડેલું મન તેના અંતરાત્માને જવાબ આપતું. 'મહોબ્બત અને કસોટી જેવા શબ્દો

શોધી શોધીને તેં હંમેશાં એક માયાજાળ જ વણ્યા કરી છે! આયુષ્યના કેટલા વરસ, કેટલી ઉમંગો અને કેટલા કોડો મહોબ્બતના આ મૃગજળની પાછળ ખુવાર કરતા હશે–પ્રભુ જાણે ' ભોગવિલાસનો મુદ્દામાલ જેમના નસીબમાં નથી આવતો, તેમને દુનિયા મહોબ્બતનું આ બગનિયું વંચાવી વંચાવીને છેતરે છે, બીજું શું ? આ મહોબ્બત આખરે છે શું ?'

'એ છે ..જીવનનો પ્રાણવાયુ તું નહિ સમજે. તારી આ અવસ્થામાં તો તું નહિ જ સમજે.'

અને એક મખન ટાપલી મારી, તોફાને ચડેલા મનને બેસા. દઈ, મારવીનો અંતરાત્મા ગુંજી ઉઠતો:

આ રીતી જ ખના, જેને ના કોઈ સીમ
નથી કોઈ કાનૂન, નથી કોઇ નીમ !
જે આંખોની પાસે, તે ભાગે સુદૂર...
જે સૃષ્ટિની બહારે, તે હાજરાહજૂર...
જે છે, તેની ભૂલું છું ઉકેલી લકીર,
ને છે નહિ, તેને ગ્રહવા હૈયું અધીર...
કવિની કલ્પના સમા એ મલીર, –
મહોબ્બતના સપના સમા એ મલીર !

(૧૮)

'તું આમ ક્યાં સુધી કલ્પાંત કર્યા કરીશ, મારવી ?' એક દિવસ મહેલની અગાસી ઉપર બેઠી બેઠી મારવી મલીરને સંભારી સંભારીને આંસુડાં પાડી રહી હતી, તે વખતે પાછળથી આવીને ઉમરે પૂછ્યું

'કલ્પાંત એ તો કેદીઓનો શ્વાસોચ્છ્વાસ છે, ઉમર ! એ જો બંધ થઇ જાય તો કેદી મરી જાય।'

ઉમર હસ્યો.

'કેમ ?'

'માફ કરજે મારવી ! પણ મને તો તારી આ ભ્રમણા ઉપર હસવું જ આવે છે !'

'ભ્રમણા ? ભ્રમણા કઇ વાતની ?'

'તું કેદી છો, તે વાતની.'

'તો શું હું કેદી નથી ?'

'બિલકુલ નહિ !'

'તો પછી મને મલીર જતા શા માટે અટકાવે છે ઉમર ?'

ઉમરનું મોઢું કટાણું થઈ ગયું. પોતાના કપાળ ઉપર એક મુક્કી મારી, તે મૂંગો મૂંગો ઊભો રહ્યો.

'આ નવું વેન વળી ક્યાંથી વળગ્યું તને, ઉમર ? કપાળ ફૂટવાનું !'

'કેદી તો હું છું, મારવી, તું નથી !'

'એ વળી શી રીતે ?'

'ન ચાહનારીને ચાહવા જેવું દુનિયામા બીજું કોઈ દુઃખ નથી, મારવી, હું એ દુઃખની આગમા બળું છું !'

'એ આગને ઓલવવી તારા હાથની જ વાત છે, ઉમર !'

'કહેવું સહેલું છે, મારવી, પણ કરવું ...'

ઉમરે વાક્ય પૂરું કરવાને બદલે ફરી કપાળ ફૂટયું.

'ઉમર ! બાપ ! આ શું કરે છે ?' મારવીએ સહેજ નજીક આવી, ઉમરની પીઠ પર હેતભર્યો હાથ ફેરવતા કહ્યું 'એક સલતનતના ધણીને આવી કાયરતા શોભે ?'

'સલતનતના ધણીને ન શોભે એવું તો મેં ઘણુંય કર્યું છે,

'હું કશું જ સમજતી નથી, ઉમર!' ગળગળે અવાજે માર્વી બોલી ઊઠી.

'બધું સમજીશ, ધીરે ધીરે..' પહેલાં આ હરામખોરને-ફોગને-ફાંસી તો થઈ જવા દે!'

'ઉમર!'

'બોલ!'

'મારી એક વાત માનીશ!'

'તારી વાત માનવી, એ તો મારા જીવનનો એક મોટામાં મોટો આનંદ બનશે, માર્વી! બોલ, શું જોઈએ છે તારે!'

'ફોગને છોડી મૂક.'

'એ નહિ બને!'

ઉમર ઊઠીને ચાલતો થયો

માર્વી તેની પાછળ પાછળ ચાલવા માંડી.

'તું મને ચાહે છે, ઉમર, એમ તેં મને હજાર વાર કહ્યું છે!'

'અને હજુ પણ કહું છું, માર્વી! હું તને ચાહું છું જિંદગીના અંતિમ શ્વાસ સુધી ચાહતો રહીશ.'

'અને જિંદગીના અંતિમ શ્વાસ સુધી મારા હૃદયના એકેક અરમાનને પગ નીચે કચડતો રહીશ! રંગ છે તારી આ ચાહનાને પણ!'

'નકામું દાઝમાંથી બોલ મા માર્વી! તારે ખાતર હું ગમે તે કરવા તૈયાર છું!'

'એકમાત્ર ફોગને છોડવા તૈયાર નથી!'

'પણ એ સાપ છે. પાછો તને જ કરડશે.'

'કરડશે ત્યારે જોયું જશે! અત્યારે તો એને જતો કર, ઉમર! ઈશ્વરને ખાતર, ઇન્સાનિયતને ખાતર, મારે ખાતર.'

કુમરશાહ કંઈ પણ ઉત્તર આપ્યા વગર અગાસી પરથી નીચે ઊતરી ગયા.

(૧૯)

ફેગને માટે, પાટનગરના ચોકમાં ફાંસીનો માચડો તૈયાર થઈ ગયો હતો.

ફાંસી બરાબર સૂર્યાસ્ત સમયે આપવાની હતી, પણ બપોરથી જ માણસોનાં ટોળાંઓનાં ટોળાંઓ, દૂર દૂરથી આવીને, ચોકમાં જમા થયાં હતાં. આસપાસનાં મકાનોની અગાસીઓ ઉપર, વિષયલોલુપ માણસના મનમાં વાસનાઓ ઊભરાય, એમ પ્રેક્ષકો ઊભરાતા હતા. બારીઓ, ગોખો, ઝરૂખાઓ બધા જ તમાશબીનાથી ખદબદી ચાલ્યા હતા. કુમરના પાટનગરમાં ઉત્સવોની ખોટ નહોતી, પણ કોઈને જાહેરમાં ફાંસી આપવાનો જલસો તો જીવનાઓએ કદી જોયો ન હતો.

'કહે છે કે બહુ રૂપાળો છે, આ ફેગ!' મેદનીમાં ક્યાંક ઘૂસપૂસ થતી હતી 'એ જીવતો હોય ત્યાં સુધી મલીરની માનવી, કુમર સામુ જુએ જ શાની!'

'તે શું માનવીને અને આ ફેગને પ્રેમ છે?'

'તે વિના કુમરને ફાગની અદેખાઈ આવી હશે? જગતના તમામ અનર્થોનું મૂળ બાયડીમાં જ છે?'

બધા હસી પડ્યા.

'તે શું માનવી ખરેખર સુંદર છે?' એક બીજે ઠેકાણે વાતો ચાલતી હતી.

'તે વિના કુમર જેવો રંગીલો સુલતાન એના ઉપર આશક થાય ખરા!' એક બીજાએ આંખો ઉલાળીને જવાબ આપ્યો.

'અરે ભાઈ, સુંદર શું ને વાત શું?' એક બીજાએ તત્ત્વનું ડહાપણું કરવા માંડ્યું. 'કુમરને રૂપ જોઈતુ હોત તો એના પોતાના

જ જનાનખાનામાં શું ઓછું છે ? પણ આ તો શહેરના પકવાન્નો ખાઇખાઇને થાકયા, એટલે ગામડાંની ઘેંસ ખાવાનું મન થયું !... માણસજાત નવીનતાની શોખીન ! દિ ઉગ્યે ને કૈં નવો આહાર જોઇએ !'

'તો ય ઉમર ઊઠીને મોહ્યો હશે, એ જેવી તેવી તો નહિ જ હોય !'

'અરે યાર, તમે પણ છો કંઈ! એ તો રાજાને ગમી તે રાણી, ને છાણા વીણતી આણી !' ચોથાએ ટકોર કરી.

'આણી ખરી, પણ હજુ રાણી નથી બની, એ છાણા વીણવા-વાળી !' પાંચમાએ સૂરમાં સૂર પૂરાવ્યો અને વળી પાછું હાસ્યનું એક મોજું મેદનીના એ વિભાગ પર ફરી વળ્યું.

. કોઇ સમજીને હસ્યા...અને કોઈ દેખાદેખીથી !

એટલામાં એકાએક મેદની પર ચૂપકીદીનો એક અજારો ફરી વળ્યો.

'ફોગ'' કયાંકથી એક અવાજ આવ્યો.

અને અગાસીઓ પરથી માંડીને ઠેઠ ધરતી પર ઊભેલા સૌ તમાશબીનોની આંખો...સમુદાય સૈનિકોવડે વીંટળાઇને ફાંસીના માચડા તરફ આવતા એક જુવાન તરફ સામટી ઢળી.

એના બે હાથ એની પીઠ પાછળ બાંધ્યા હતા અને એ દોરડાનો છેડો સિપાહીના હાથમાં હતો.

નીચી મૂંડે અને બંધ આખોએ એ ચાલતો હતો. એના ચહેરા ઉપર, આવી રહેલ મોતની ફીકાશ અને એના અંગોમાં દુનિયાથી સંતાડી રાખેલા ભયની ઝીણી ધ્રુજારી હતી.

અને છતાં એનામાં કોઇ એવું આકર્ષણ હતું, કે તમાશબીનોના અંતરમાં અગર તેને માટે હમદર્દી ન જાગી, તો તેની સામે ઘૃણા પણ ન ઉત્પન્ન થઈ.

ધીમે ધીમે તે માંચડા ઉપર ચડ્યો

બે સૈનિકો આગળ અને બે પાછળ અને બબ્બે આજુબાજુ એમ આઠ શમશેરધારી સૈનિકો પણ તેની સાથોસાથ ચાલ્યા.

હજારો તમાશબીનોની નજરો પણ મોતના આ સરઘસને પગ પગલે ફાંસીના માંચડા પર ચઢી.

ફાંસો તૈયાર જ હતો.

તે ફોગના ગળામાં નાખવામાં આવ્યો.

સૈનિકો દૂર હટી ગયા.

'એક!' ઉપરી અમલદારે છેવટનો આદેશ આપી શરૂઆત કરી, અને ફોગના પગ નીચેનું પાટિયું નીચે પડવા માટે તૈયાર થયું.

'બે!'

માન્વીની યાદને ફોગે છેલ્લા રામરામ કર્યા.

તે હવે એક પળનો જ મહેમાન હતો આ દુનિયા પર

પણ ત્યાં તો...એકાએક એક ઘોડેસ્વાર દૂરથી દેખાયો.

ટોળા વચ્ચે માર્ગ કાઢતો તે, જોતજોતામાં માંચડા પાસે આવી પહોંચ્યો.

અને નાયક 'ત્રણ!' બોલી શકે તે પહેલાં જ તેણે ઉમરશાહનો નવો હુકમ તેને સંભળાવ્યો,

ફોગને ફાંસીને બદલે દેશનિકાલીની સજા ફરમાવવામાં આવી હતી.

ઉમરના રાજ્યની સરહદની બહાર તેને, તે જ ઘડીએ, તગડી મૂકવાનો આદેશ હતો.

નિરાશ થયેલ તમાશબીનો વીખરાય શકે તે પહેલાં જ ફોગને એમના ટોળામાંથી બહાર લઈ જવામાં આવ્યો.

## (૨૦)

**એક** દિવસ ચાલે એટલો ખોરાક, પાણી, આપીને ઉમરના સૈનિકોએ ફ્રેગને રાજ્યની હદ બહાર મૂકી દીધો ત્યારે થોડીક વાર તો ફ્રેગ કિંકર્તવ્યમૂઢ થઇને ઊભો જ રહ્યો

આ બધું શું થઇ ગયું તે તેનાથી સમજાતુ જ નહોતું.

અત્યાર લગીનું જીવન તેણે ઊર્મિ અને આવેશને આધાર જ ગાળ્યું હતું. શાન્ત ચિત્તે વિચાર કરવાની તેને ટેવ જ નહોતી મૃત્યુ જ્યારે તેને અનિવાર્ય લાગ્યું હતું ત્યારે તે મૃત્યુ માટે તૈયાર થઇ ગયો હતો તે પછી તેને જીવતદાન મળ્યું ત્યારે મળેલા જીવનનો, ફરી પોતાની ઊર્મિઓની તૃપ્તિ અર્થે ઉપયોગ કરવાની તેનામાં અભિલાષા જાગી હતી જો તેની વાસનાઓ અફળ રહેવા માટે જ સર્જાઇ હોત તો ફાંસીને માચડેથી તે આમ જીવતો નીચે શી રીતે ઊતરી શક્યો હોત!

તેની ગણતરી જ વિકૃત હતી—ધરમૂળથી!

એટલે કાળજું કઠણ કરીને તેણે મલીરની વાટ લીધી

## (૨૧)

'**આ**જે તને એક ખુશ ખબર આપવા માટે આવ્યો છું, માની! સૂર્યોદય વખતે રંગમહેલના વિશાળ ચોગાનમાં ઘાસની જાજમ પર બેસીને મલીરનું ગીત ગાતી માનીને ઉમરે કહ્યું

એ ખુશ ખબર તો મેં ક્યારના યે સાંભળ્યા છે, ઉમર! મારી વાત આખર તેં માની તે માટે શુક્રિયા! ફ્રેગને તેં ફાંસી આપી હોત તો હું ખરેખર, હું તેથી યે વધારે દુઃખી થઈ જાત'

'હું તો તને એક બીજા ખુશ ખબર આપવા માટે આવ્યો છું, અત્યારે માની! ફ્રેગના છુટકારા કરતાં ઘણું વધારે મોટા! મેં મારા પ્રભુને તારા મલીરમાં મોકલ્યો છે!'

'શું કરવા ?' ધડકતે હૃદયે મારવીએ પૂછ્યું.

'ખેતસિંહને તેમજ તારા બાપુને અહીં બોલાવવા માટે !'

'એટલે ? તેમને પણ મારી માફક કેદી બનાવીને રાખવા છે અહીં ?'

'તું કેવી વાત કરે છે, મારવી ? તારા મગજમાં કેદ સિવાય બીજું કંઈ છે કે નહિ !'

મારવી મૂંગી મૂંગી ઉમર સામે જોઈ રહી. તેની આંખો હવે વરસવાની તૈયારીમાં હતી.

'મેં તો એ લોકોને એટલા માટે બોલાવ્યા છે મારવી, કે અહીં આવીને તને લઇ જાય !'

મારવી ઊભી થઇ ગઈ.

'ખરું કહે છે ?'

'ખોટું કહેતો હોઉં, મારવી, તો મને મારી બહેનના જ સમ !'

'તારે કેટલી બહેનો છે, ઉમર ?' વિશ્વાસ અને અવિશ્વાસ વચ્ચે હિંચકા ખાતી મારવીએ સહેજ હસીને ઉમરને પૂછ્યું.

'ફક્ત એક જ. અને તે પણ જીવથી યે વધુ વહાલી. એના સમ હું ખોટા કદી ન ખાઉં !'

'તારી બહેનની મને અદેખાઇ આવે છે, ઉમર ! એ પરણેલી છે કે કુંવારી ?'

'પરણેલી !'

'ત્યારે તો એ એને સાસરે હશે !'

'ના, મારવી. અત્યારે તો એ અહીં છે. એને પીએર છે.'

'ત્યારે તો મારે એને જોવી પડશે, ઉમર ! હશે પણ રૂપાળી ! રાજકન્યા કે જેવી તેવી તો નહિ જ હોય ?'

ય રાજકન્યા કરતાં પણ વધારે રૂપાળી છે. મારી બહેન,

માન્વી ! તું જોઇશ, ત્યારે કબૂલ કરીશ કે જગતમાં એના જેવો જોટો નથી '

' એનુ નામ ? '

' એનું નામ ? એનું નામ માન્વી ! મને ક્ષમા કર, મારી બહેન, હું ભાન ભૂલ્યો હતો '

ઉમર મારવીને પગે પડવા જતો હતો પણ માન્વીએ તેને અધવચ્ચેથી જ ઝીલી લીધો.

' ભાઇ ! '

ઉમરની આંખમાંથી હવે આંસુઓએ વહેવા માંડ્યું હતું એ આંસુઓને પોતાની ઓઢણીના છેડા વતી લૂછતી, અને ઉમરને ગાલે, એના વાળ પર, એને માથે, હાથ ફેરવતી માન્વી બોલી ઊઠી' આજના જેવો દિવસ તો ઇશ્વર કોક ભાગ્યશાળીને જ દેખાડે ભાઇ, આજ બહેનને એનો ખોવાયેલો ભાઇ મળ્યો '

' અને ભાઇને એની ખોવાએલી બહેન મળી ! '

' આ પછી એ ચાર આંખમાંથી વહેતી આંસુધારા ક્યાંય લગી રંગમહેલના ચોગાનની ધરતીને પાવન કરતી રહી.

## ( ૨૨ )

પાટનગરનો રાજદૂત, ઉમરશાહનો સંદેશો લઇને મલીર પહોંચ્યો તે પહેલાં ફોગ ત્યાં પહોંચી ગયો હતો.

અને ફોગની સાથે તેની જબાનનું ઝેર પણ ત્યાં પહોંચી ગયું હતું.

જુઠની જાળ ઊભી કરવામાં ફોગ પાવરધો હતો. તેની ખૂબી એ હતી કે અસત્યના સાગરમાં એનાદ ચમચી સત્યની પણ તે મહારાઈથી મેળવી દેતો. સત્યના એક તરણાની ઓથે અસત્યનો એક આખો ડુંગર તે ઊભો કરી દેતો અને સાંભળનારાઓને એનું અસત્ય એટલાં એ સત્ય...

ગામલોકોનો વિશ્વાસ તેના ઉપર ફરીથી બેસે, તે માટે તેણે બે વાતોનો ખુલાસો આપવાનો હતો તે તેણે બહુ જ મહાદથી આપી દીધો હતો.

પહેલી વાત હતી, ખતૂરીના ખૂનની.

ફોગનો ખુલાસો આવો હતો.

ખતૂરીને–મારવીની બહેનપણી ખતૂરીને પોતા તરફથી કૈંક ઘોર અન્યાય થઇ રહ્યો છે એમ મારવી માનતી હતી. મારવીએ જ એને તે વિષે, મળસકામાં, કુવાકાંઠે બોલાવ્યો હતો; અને પછી કૈંક બહાનું કાઢીને ખતુરીને તેણે પાછા ગામમાં મોકલી આપી હતી પછી તેની અને મારવીની વચ્ચે ખતુરીને અંગે ખૂબ ઉભાજોડી થઈ. મારવી ખૂબ ઉશ્કેરાઈ ગઇ. પોતાની કેડે તે વખતે જમૈયો લટકતો હતો, તે ઝુંટવી લઇ, તે પોતાના અંગ ઉપર ધસી આવી. પોતે એટલે કે ફોગે મારવીના હાથમાંથી એક જમૈયો ઝુંટવી લીધો. અને પછી… ખબર નહિ કેવી રીતે ખતુરી ત્યાં આગળ દોડી આવી અને શા માટે તેણે મારવી અને પોતાની વચ્ચે કાયાને ઝીંકી અને કેવી રીતે ખુદ ખતુરીના જ એ આવેશમય આચકાથી પોતાનો જમૈયો તેની છાતીમાં ખૂચી ગયો !…અને પછી પોતે બ્હીનો…અને નાસી ગયો…વગેરે વગેરે !

વાત સાવ ન માન્યામા આવે એવી નહોતી. ઘટનાના સાક્ષીઓમાંથી એક આ પૃથ્વી પર હયાત જ નહોતું, અને બીજું, રણની પેલી પાર હતું. આ જોતાં અને ઘટના બની, તે પછી અનેક વરસો વીતી ગયાં હતા એ વિચારતા ફોગે કરેલી રજુઆતની વિચિત્રતા ઝાઝી વરતાઈ આવે એમ નહોતી ઉપરાંત ગઈ ગુજરીને ખાતર, તગડા ફોગ સાથે નાહકની દુશ્મનાવટ બાંધે એવા મલીર ગામમા ઓછા હતા અને બીજું સંકેલવાની વૃત્તિવાળા ઝાઝા હતા.

ખીજી વાત સમજાવવી, તો ફોગ માટે પહેલી કરતા પણ વધારે અટેલી હતી. ઉમરકોટમાં તો પોતાની અક્કલ હોશિયારીથી ઉમરનો માનીતો થઇ પડયો હતો. વાતવાતમાં એક વાર તેનાથી મારવીનું નામ લેવાઇ ગયું અને એના અભૂતપૂર્વ સૌંદર્યની તારીફ થઈ ગઇ! પછી તો ન પૂછો વાત! એ તો રાજા વાજા અને વાંદરા! 'મારવીને એક વાર દેખાડ તો હા! નીકર ના!' ઉમરે વેન લીધું, અને સાથે સાથે વચન પણ દીધું કે એક વાર નજરભરીને ફક્ત નીરખી જ લઉં, તારા મલીરની એ મોહકતાને, પછી બસ! પછી મલીર મામે પણ જોઉં તો–મને મારા અલ્લાહના જ કસમ!'..

'અને પાછી? પછી શું થયું એ તો તમે જાણો જ છો? મેં થોડું રમ્જક કરી, તો માન્વીની હારે મને પણ બાંધીને ઉપાડી ગયા .. ને ત્યાંથી માંડ છૂટયો છું, બાઇ!'

'પણ હવે મારવીનું શું છે?'

ફોગે કાન ઊપર હાથ મૂકયા. આંખો ઊંચી કરી એક નિશ્વાસ નાખ્યો.

'પણ છે શું? બોલતો કેમ નથી?'

'મારે તો બાઇ, બેય બાજુનું દુઃખ! સાચું કહું તોય દુઃખ અને ખોટુ કહું તોય દુઃખ!'

'એટલે?'

'એટલે એક તરફ ઉમર અને બીજી તરફ તમે! ઘંટીના એ પડ વચ્ચે દાણાની જે દશા તે મારી દશા!'

'પણ માન્વી છે તો જીવતી ને!'

'એટલે તમે શું એમ સમજી બેઠા છો કે એ જીવ કાઢીને મરી ગઇ હશે! અરે બાઇ ત્રિયાચત્રિને જગતમાં કોઇ કદી સમજ્યું છે ખરું!'

'દૂધનો દાઝેલો મસાણ છાશ પણ ફૂંકીને જ પીએ! હે ભાઈ એમાં કંઈ અચરત તો નથી જ પણ તેં કેમ જાણ્યું?'

'મારો નાજદૂત'

'બાપુ આવી ગયા?'

મનીગમાંથી કોઈ જ ન આવ્યું બહેન તને લેવા માટે! તારા બાપુએ કહ્યું - અમે તો દીકરીને પરણાવી, તે દિ'થી પારકી કરી હવે એ જાણે ને એનો વર જાણે'

'હા અને પછી.. એમણે શું કહ્યું?'

'એમણે? ખેતસેને?'

'હા!'

'ખેતસેને કહ્યું. બહેન. કે રંગમહેલના વૈભવો જેને ગોઠ પડી ગયા છે, એવીનો હાથ ઝાલવાનું મનીનું ગજું નહિ! ગજદૂતે એને ખૂબ ખૂબ સમજાવ્યો પણ એ એકનો બે ન થયો!'

'એ મ?' માગવીએ હોઠ ચાવ્યા

'હવે શું કરવું તેનો વિચાર કરીએ, બહેન!'

'એમાં વિચાર કરવાનો અવકાશ જ નથી આજ ને આજ સાંઢણી તૈયાર કરાવો! હું જાતે જ'

'પણ જ્યાં સામો પક્ષ આટલો મગ-દિલ બન્યો છે ત્યાં જઈને શું કરવાના, બહેન?'

'પ્રેમની ખૂબી તો નગ-દિલને મોમ-દિલ બનાવવામાં છે ભાઈ! હું પરાયો હતો. તે પણ પોતાનો થયો, તો પછી જેઓ પહેલેથી જ પોતાના છે તેઓ કંઈ ઓછા જ દૂર રહેવાના છે? હું આજે જ ઉપડી જવા માગું છું, ભાઈ!'

'જેવી તારી મરજી, બહેન પણ તને એકલી તો હરગીઝ નહિ જવા દઉં'

તો ?

'બાઇ સાથે આવશે બહેનને માસર વળાવવા ' કમ શાહ બનેજ નાજ ત્તારીને મલીરના મહાજનને વીનવીાસ ૪ મુગ્બીઓ આ લનને ઉમ ના ઉમ ગઝમા તા ન્રુ પણ તેનાના ગોજખમા પણ કદી ઝાખપ આવવાની નથી! એને અપનાવો અનેમને મારી નાપા .'

ઉમરની આખોમાથી ચોધાર આસુઓ વ સ્ના હતા

બાઈ!' ગળગળા થઇને મારવી કઇક કહેવા જતી હતી પણ તેને તેટલથી જ થ ભાવીને ઉમરે પૂરુ કર્યું '...અને તેમ કના મલીર જો નહિ માને તો એના માથે '

નખ ફૂ અમગળ બોલતો, મા। મની- માટે બાઇ? ઇશ્વર નો ખાના વાના ક શે!'

અને તે પછો ફક્ત એક જ પ્રહ ની તૈયારી બાદ વીશ નાદણીની એક વણુજાર ઉમરના પાટનગરથી નીકળીને મ લીર ત ફ વાના થઈ

વચ્ચેની ચાર માદણીઓ ઉપર આત સ્ત્રીઓ અને એક પુર ( એમ આઠ માનવીઓ હતા મારવીની માદણીની ગશ ખ ઉમરે પાતાના હાથમા લીધી હતી

બાભની નાદણીઓ ઉપર સુલ્તાન બાદએ ગામડાની બહેનને આપવા ધારેનો કરિયાવર હતો!

( ૨૪ )

**મ**લીરમા મળસ્કુ થયુ અને પહેલી પનિહારીઓ ઘડૂલા લઇ લઇને ઘરમાથી બહાર નીકળી તે પહેલા મારવી ખતૂ ની ? ીમા એ હાથ જોડીને ઊભી રહી ગઇ હતી

એના હોઠ ઉપર ગીત ગુ જતુ હતુ

પલક હસવું. ને સદીઓનું રુદન
એનું નામ છે માનવીનું જીવન!
છે આંસુનો દરિયો આ પ્રીતિને તીર!
કવિની કલ્પના સમા, એ મંજીર!
મહુબ્બતના સપના સમા, એ મંજીર!
જેવી તેજની અન્ધકારે લકીર.
ને રેતીનું નપણું, જેવું શાન્ત નીર,
મિલનની ઉષા, જેવી રજનીને નેણ,
જેવા શૂન્યમાંહિ સનાતન કો વેણ,
જેવી પ્રીતિના ગીત ગાનારી ગીર,
જીવનકેરી કાલિન્દીને કૃષ્ણ તીર!
મહબ્બતના સપના સમા, એ મંજીર
કવિની કલ્પના સમા એ મંજીર!

પહેલાં પનિહારીઓએ આ ગીત સાંભળ્યું અને તેઓ પાછી ફરી જોતજોતામાં, ખતૂનીના ટોળામાંથી નીકળતા બેદી મંગીતની વાત, મનીગ આખામાં પ્રસરી ગઈ. ગામનો કુવા ફરતી ઝાડીની બહાર જમા થઈ ગયું.

'કહો ન કહો પણ અવાજ તો માનવી જેવો જ લાગે છે!' એક જણે બીજાના કાનમાં કહ્યું, ડરતાં ડરતાં.

'જવા દે, મને તો માનવીનો જ આ અવાજ લાગે છે સૂર પણ માનવીનો, અને ગીત પણ માનવનું!'

'પણ અત્યારે માનવી હોય ક્યાંથી? અહિં?'

'માટે જ તો વહેમ પડે છે ને!' એક ડાહ્યા માણસે પોતાની બુદ્ધિનું પ્રદર્શન કર્યું.

'અરે પણ તમે જરા આગળ તો ચાલો!' એક જુવાનીઆએ, એક કદમ આગળ ભરીને ટોળાને હિંમત આપવા માંડી. 'જો હમે તો, કંઈ ખાસ નહિ જાય, આપણને! રોગ ક્યાં ગયો!'

'આ રહો બાપ! હું તો, તૈયાર જ છું!' ફાગે પેલા જવાનની સામે આવી જઈ કહ્યું. 'દેરીમાંથી સુર આવે એમાં ડરવા જેવું છે જ શું?'

બન્ને જુવાનો હીમત બાંધીને દૃઢકદમ ભરતા આગળ વધ્યા.

ટોળુ ધીમે ધીમે એમની પાછળ પાછળ ચાલવા માંડ્યું.

સ્ત્રીઓ તેમજ પુરુષો, બધાંની છાતીમાં એકસરખો થડકાટ હતો.

ત્યાં એકાએક કેટલાકના મ્હોમાંથી એક ચીસ નીકળી પડી. ટોળું થંભી ગયું.

ગાન પૂરું કરીને મારવી દેરીમાંથી બહાર નીકળતી હતી.

પોતાના મલીરને તે નેણુ ભરીને નિહાળી રહી હતી.

'ભૂત! ભૂત!' ક્યાંક ક્યાંકથી અવાજો આવ્યા.

કેટલાક નાસવા માંડ્યા.

આ કોલાહલથી મારવીની આનંદસમાધિ તૂટી.

પરિસ્થિતિને સમજી લઈને મારવીએ, પોતાની ઓળખીતી એવી કેટલીક વ્યક્તિઓને નામ લઈ લઈને બોલાવવા માંડી!

'મને ન ઓળખી, બહેન રામી! બહેન રિસ્ની, મને ભૂલી ગઈ! ભાઈ ગોપાલ! ભાઈ સ્યામ! બહેન જમના!'

ફાગનું નામ તેણે જાણી જોઈને ન લીધું.

મારવીના આ પ્રયત્નનું પરિણામ એણે ધાર્યું હતું તેમ આવ્યું.

જેઓ ગભરાતા હતા, તેઓ નિર્ભય થયા. ભાગતા હતા, તેઓ સ્થિર થયા. ભાગી ગયા હતા, તેઓ ધીરે ધીરે પાછા આવ્યા. ઘેર બેઠા હતા, તેઓ સમાચાર સાંભળીને કુવાકાંઠે આવીને હાજર થયા.

મારવીના મા-બાપ પણ આવ્યાં અને ખેતસેન પણ આવ્યો.

'અમે તો તને મરી ગયેલી જ માનતા'તા, મારવી ' બાપે આખા ગામના દેખતાં ને સાંભળતા, તેનું સ્વાગત કર્યું.

'અને હતું પણ એવું, બાપુ! હું મોડી વહેલી મરી જ જવાની હતી. પણ ભાઇએ મારી વહાર કરી.. અને હું જીવી ગઇ!' મારવીએ ભોળા ભાવે કહ્યું.

'ભાઇએ?' મારવીનો બાપ આનો જવાબ આપી શકે તે પહેલાં ટોળામાંથી બે–ચાર અવાજો ઊઠયા.

એ અવાજમા ક્રૂર મશ્કરી હતી.

'કિયા ભાઇની વાત કરે છે તુ, મારવી?' ખેતસેને આગળ આવી, કઠોર અવાજે પૂછ્યુ, 'માના સમનને હજુ તો એકજ સંતાન છે, અને તે પણ દીકરી છે!'

'અને તે પણ ત્રણચાર વરસ પહેલા મરી ગઈ છે!' મારવીના બાપે છાતીમાં વજ્ર ધરબીને કરવા વેણ સંભળાવવા માડયા, લોકમતને રીઝવવા માટે!

'તમારી બધાયની કેંક ભૂલ થાય છે, બાપુ! એન!'

'થતી હોય તો સુધાર!' એતે કહ્યુ

'તમે મને મરી ગયેલી માનો, એવું કશું જ મારે હાથે થયું નથી.'

'નથી થયું ત્યારે શું આ ફોગ કહે છે તે...'

'તમે શું કહ્યુ છે આ લોકોને, ફોગમેન?' ફોગની સામે અગન-ઝરતી આંખો માંડીને મારવીએ પૂછયું

જવાબ આપ્યો: 'એ જ...જે મે મારી સગી આંખોએ દીઠું હતું...અને સગા કાનોએ સાંભળ્યું.

'ઇશ્વરની કેંક તો શરમ રાખો, ફોગ!' મારવીએ નેતાનને એક વધુ તક આપી.

પણ માનવીને અસત્યનું પણ એક જાતનું ઝનૂન હોય છે!

ફોગ અત્યારે એવા ઝનૂને ચડયો હતો.

'મુસલમાન બાદશાહનું ઘર માંડતાં તને શરમ ન આવી, મારવી તો પછી...

ફોગ આગળ ન બોલી શકયો. તેની ગરદન એક લોખંડી પંજામાં સલવાઈ ગઈ હતી.

'હરામખોર!' એ લોખંડી પંજાના માલેકે તેની કાયાને ત્રણ ચાર વખત આમથી તેમ આમળીને ગર્જના કરી: 'અહીં તેં બધી જ બાતમીઓ આપી છે; તો પછી એક બાતમી બાકી કેમ રાખી છે?'

ટોળું આખું અવાચક થઈ ગયું.

ફોગની જીભ તાળવે ચોંટી ગઈ.

'મારા રંગમહેલના એકાન્તમાં શું શું બન્યું તે તું જાણે છે, પણ મારા પાટનગરના સરે-આમ ચોકમાં શું બન્યું તે તું નથી જાણતો ફક્ત! આ બદમાશે તમને એને ફરમાવવામાં આવેલી ફાંસીની સજાની વાત કરી છે. મલીરવાસીઓ!' ઊમરશાહે ટોળાંને સંબોધીને પૂછ્યું.

'ક્ષમા કરજો' થીજી ગયેલ ટોળામાંથી એક નવજુવાને સહેજ હિંમત બાંધીને ઊમરને પૂછ્યું 'પણ આપ કોણ છો?'

'તે તમે આ લફંગાને જ પૂછો ને? બોલ રે અકરમી કોણ છું હું?'

ઊમરશાહે ફોગની ડોક ફરતી એટલી મજબૂત ભીંસ દીધી કે એ બીચારો પરસેવે રેબઝેબ થઈ ગયો.

'કોણ છું હું, કહે એમને!'

'ઉમરશાહ!' ફોગે માંડ માંડ જવાબ દીધો.

રોઘુ ગદ્દઅથી સ્હેજ આ ડુ ખગી ગયુ.

'હવે તારી આપાગે કરમ્કહાણી કહી નાખ ટ્રામા!'

ફાગ પાસે બાન્ને માઇ માર્ગ જ નહોતો. ફાસીને બન્ન ગ્શવ રાની મન્ન થઈ ત્યા સુધીની આખી મે કહાણી તેણે કહી બનાવી

'આમા હવે એક જ કડી ખૂટે છે, મલીગ્વાસીઓ, અને તે એ ક ખાસીાા માયડા ઊપગ્થી આ દુષ્ટને જીવતદાન આપનાર આ મારી બહેન બહેન માગ્વી! આજે બહેનને એને આમર મૂક્વા આવ્યો છુ મની વાસીઓ! સ્વીકાર કરો

એ તો ખેતમનની મરજીમા આવે તેમ કરો! ટોળાએ જવાબ આપ્યો

પણ મતસેને નોચા વાળવા માથા

છુ જુદુ બોલતો હોઉ એત, તો મને અલ્લાહતાના પૂછે! અને છના માસીઓ જોઇતા હોય તો આ મારી માત બાદીઓ તમને મહુ જ કહેશે અને આમ આવો હવે પ્રગટ થયેના પોતાના સૈનિકને મ બોધીને તેણે કહ્યુ બહેનને માટે આણેન કબિયાવર મા ા મનેતી મટ ત્યા દાનવો જ્યને ને પકી જલદી માન્તી માઠ ણીઓએ મને રસ્તે ભેગી જાઓ અદાબ અર્જ! તમારા મલી ની મા ગીરી લેખે . એક આને લઈ જાઉં છુ તમારા મલી માથી!'

માન્નીને એક છેલ્લા પ્રણામ કરીને અને થરથરતા ફાગને પોતાની સાથે ઉમડીને ઉમરશાહે દોટ મૂકી ખજૂરીની દેરી પાછળ પોતાની સાઢણી ઝોકારી હતી તેના ઉપર ફાગને નાખી પાછળ પોતે મસી તે રવાના થઇ ગયો

મલીર નદીના રતાળ પટમા એ સાઢણી અદૃશ્ય થઈ ગઈ, ત્યા સ ાા માન્વીએ તેની સામે મીટ માંડીને જોયા કર્યુ અને છેવટે 'ભાઈ! એ તો એક શબ્દ બોલીને તે કુવાના કા ા પર બેસી ગઈ!'

× × ×

અને લોકકથા કહે છે કે કંઈક ઉમરબાદની ધાકથી ને કંઈક ઉમરબાદે કરેલ શાદી કબિયાવરની લાલચથી, એનમેને મારવીને પાછી ઘરમાં લીધી.

પણ તેના અને તેનાં માબાપનાં, તેમજ મલીરવાસીઓનાં મનની સંપૂર્ણ શાંતિ તો ત્યારે જ થઈ કે જ્યારે મારવીએ બળતી આગ મોમરી ચાલીને પોતાના સતની પ્રતીતિ આપી.

શ્રીકૃષ્ણ, નરસિંહ અને મીરાં જેવાંના પગલે પાવન બનેલી સૌરાષ્ટ્રની ધરતીએ હજારો વરસના પોતાના ઇતિહાસ દરમ્યાન, આત્માને ડોલાવે એવું સંગીત અનેક વાર સાંભળ્યું છે પણ આ સંગીતની તો જાત જ જુદી !

શ્રીકૃષ્ણની બંસી પાછળ એક અવતારી પુરુષનું આખું યે વ્યક્તિત્વ હતું. બંસી પુરુષોત્તમના અધર પર રમતી અને પુરુષોત્તમનું અંતર બંસીવાટે વહેતું—એ હકીકત બંસીના ઉપાસકોથી ભૂલી જ નથી શકાતી. નરસિંહના સંગીતને એના કવિ અને ભક્ત વ્યક્તિત્વનો ટેકો હતો અને મીરાંની પાછળ તો આ બે ઉપરાંત, સિંહાસન ને સમાજ બન્ને સામે બંડ જગાડી ને ચાલી આવેલી રાજરાણીની રોમાંચક અને ભવ્ય ગાથા હતી

પણ આ બીજલના સંગીતની પાછળ તો ..

ફક્ત સંગીત જ હતું.

એ સંગીતમાંથી બીજલના બીજા વ્યક્તિત્વને બાદ કરો, તો પણ એ, હતું તેવું જ રહેતું હતું· મોહક, માદક, દાહક પ્રેરક, શામક, ઉત્તેજક, જુદે જુદે પ્રસંગે જુદી જુદી અસરો ઊભી કરતું, પણ સદૈવ સાર્વભૌમ ! સાંભળનારાઓ ચેતન હોય તો જડવત બની જતા, અને જડ હોય તો ચેતનવંત વર્તતા !

એ બીજલનું અંતર આજે સોરઠની ધરતી પર પહેલવહેલું સંભળાયું છે. બીજલ જુનાગઢની ભાગોળ બાજુ વધ્યો આવે છે. એના અંતરમાંથી વહેતી અમીની ધારાઓને આસપાસના જડચેતન

સૃષ્ટિ ઊંચી ડોક કરીને ગગગગના નદી છે ગિનાર જાતે જ આજે એ મગીતને માણવા માટે જાણે પોતાનો માન ઊંચો ન કર્યો હોય, એવો લાગે છે !

આ મગીત સાભળવા માટે જ જાણે સૂર્યનારાયણે ધીરે ધીરે મેર કાઢવા માડી છે મગીતની આ અપૂર્વ મહેફિલને જોવા માટે જ જાણે એ અબીનગુલાલ ઉડાડી રહ્યો છે ! નિજ નિજના માળાની દ્રુમા પોઢલા પક્ષીઓ પણ મીઠે કલરવ કરીકરીને બીજલના જન્મને વધાવી રહ્યા છે !

પણ બીજલને આમાની કશી યે વાતની ખબર નથી એને સુધ જ નથી એની પાચે ય જ્ઞાનેન્દ્રિયો આજે જતરના અતરમા ખોવાઈ ગઈ છે છતે કાને આજે એ કશુ સાભળતો નથી અને છતી આખે આજે એ કશુ દેખતો નથી

અને ઝતા નથી એને આવતી ક્યાયે રેમ, નથી એને વાગતી ક્યાય ઠોકર

ક્યાથી વાગે ? કેવી રીતે વાગે ? જન્તરના સૂરની ધારા, એની આગળ આગળ એક વિશાળ સડક બાધતી જ જાય છે ! એ સડક ઉપર બેઠેલા પશુઓ અને માનવીઓ સૂતા હોય તો બેઠા થઈને અને બેઠા હોય તો ઊભા થઈને ચાલવા માડે છે–બીજલના છડીદાર બનીને ! એવી જ એક સુધારાની સડક બીજલની પાછળ પાછળ બધાતી આવે છે !

આમ જુઓ સતુ એ આખુ ય અરસ જોતજોતામા ગઢના દરવાજા પાસે આવી ગયુ દરવાજા બધ છે પણ બધ રહેશે ક્યા સુધી ? જન્તરના જાદૂથી દરવાજાના દ્વારપાળો પહેરા તો ચમકી ઊઠે છે પછી એ ચમક આનદમા અને આનદ અજ્ઞાનમા પલટાઈ જાય છે પણ એ અજ્ઞાનમા પણ એક ભાન તો છે જ મુખ્ય દરવાન,

ચાવીનો ઝૂડો વધુને આગળ વધે છે તોતિંગ કમાડો ધીરે ધીરે ફરે છે.

પણ આજે, હમેશના તેમના સુચવાટને કોઈ સાંભળતુ નથી કારણ કે સૌનુ ધ્યાન ગઢના બારણા સામ થી નગરમા દાખલ થતી જન્તરની આ યાત્રા ઉપર કેન્દ્રીત છે

(૨)

રાજમહેલની મેડી પર રાઉખિયાચ દરબાર ભરીને બેઠા છે. કચ્છથી કો' ચારણ આવ્યો છે તે ગઢની પ્રશસ્તિના કુડાળ્યા લલકારી રહ્યો છે ! એક તરફ દીવાન અને રાજપુરોહિત અને બીજી તરફ સેનાપતિ અને મહાસામંતની પાછળ વચ્ચે આઠ હાથનો રસ્તો મેલીને સમગ્ર સિયામતનુ મહાજનમડળ અદબભેર બેઠુ છે। સિંહાસનની પાછળ ચમર નાખીને મખીઓથી અને બાંદીઓથી વીંટળાયલી ભોરરાણી બેઠી છે પતિની પ્રશસ્તિના લયમાં એને પાન્ય ચડાવી રહ્યા છે

ચારણને આપવા માટે પોતાની ડોકમાથી અકાવળ હાર કાઢીને જેવી તે બાંદીના હાથમા મૂકવા જાય છે, તેવો જ ચારણ વેણને અડધેથી જ છોડી દઈને મૂગો થઇ જાય છ અને હેકડેઠઠ ભરાયેલ દરબાર પર કોઈ નિગળી જાતના ઓપો પડી જાય છે કાઇ અદીઠ જાદુગરે જાણે મૂઠ ન મારી હોય !

ચુપકિદીનુ કારણ જાણવા માટે સૌ પળ બે પળ પોતપોતાની નજરોને ચોરીછૂપીથી આખા યે દરબાર ખડમા ફરવી લે છે !

અને પછી ધીમે ધીમે સૌની અજાયબી વચ્ચે અને સૌના આનદ વચ્ચે સુરની એક આછીપાતળી સરવાણી ફૂટી થાય કે દરબાર આખો એકકાન થાય કે સરવાણી વધુ ને વધુ સ્પષ્ટ થતી આવે છે એતજેતામા એની સિમા વિસ્તરે છે સૂધાર, સુરસાગરમા પલટાઈ જાય છે અને એ સાગરમા સૌનુ ભાન ડૂબવા માડે છે !

રાય ડિયાચ સિંહાસન પરથી ઉભો થઈ જાય છે. દરબારીઓ ચાવી દીધેલા પૂતળાની માફક એની પાછળ પાછળ ચાલવા માંડે છે. મોહનાણી ચન્મા ને ચશ્મા ફરી ચઢી ડોક લંબાવે છે અને નમન કરવા જાય છે!

રાય બેઠીને ઝબે જાય છે. નજર કરીને નીચે એ જુએ છે તો જેમના અનેક એક જન્તરમાં ખોવાઈ ગયા છે, એવી એક વિશાળ માનવમેદની તેની નજરે પડે છે! જન્તર જેના હાથમાં રમી રહ્યું છે, એ જુવાન જાણે સ્વપ્ના જેવી મોહ અવસ્થામાં હોય, એવી રીતે સૂરનો ફુવારો ફેલાવે જ જાય છે અને એ સ્વરનાના ફોરા જેને જેને અડકીને વરસે છે તેના પ્રાણ પુલકિત બનીને નાચવા માંડે છે!

રાય ડિયાચના પ્રાણ પુલકિત થઈ ઊઠ્યા. જન્તરવાળો જન્તરના તાર નહોતો છેડતો કેમ જાણે એના હૃદયના તારોને પણ ઝણઝણાવી રહ્યો હતો અને એ ઝણકારમાંથી ઉઠતો રોમાંચ રાયને રસ—તરબોળ કરી રહ્યો હતો.

ત્યાં તો જન્તર થંભ્યું.

'ક્યાંથી આવો છો?'

રસ—સાગરમાં ડૂબેલ રાયએ માંડ માંડ સપાટી પર આવીને પૂછ્યું.

'આવું છું આઘેથી ઘણે જ આઘેથી.'

'પણ હોય?'

'સિન્ધુને કાંઠેથી!'

'ત્યારે જ તારા આ જન્તરમાં સિન્ધુની મસ્તી લાગે છે એવા! આવું સુન્દર વગાડતા તને શીખવ્યું કોણે?'

'આવું સુંદર? આ તો અબઘડી વગાડી રહ્યો હતો તેને તું સુંદર કહે છે? અરે ગાંડા, સુંદર સંગીત તો હજુ આ સાંજના

અન્તરના ઊંડાણુમાં જ પોઢેલું છે. આ આંગળીઓના સ્પર્શે એ જ્યારે ઊંઘે ત્યારે તો તારો આ ગિરનાર ડોલી ઊઠશે !'

'પણ તો હવે વાટ કોની જુએ છે ?...આવ ઉપર અને...'

'પણ આ સાજન સન્માન કરવું પડશે' મેડીના સીડી ભણી આગળ વધતા બીજલે કહ્યું.

'રા'ડિયાચને તું પૂરો નથી ઓળખતો લાગતો હજુ જન્તરીઆ ! અહીં તો માગનાર ભૂલે !'

'પણ જોજે પછી વગર કરતો નહિ'

હવે ઝાઝું બોલીશ તો અપમાન થશે, ચાલ્યો આવ માથે'

અને પોતાની પાછળ ખેંચાઈ આવેલ માનવસરિતાને રાજ મહેલના વિશાળ ચોગાનમાં ઊભી મૂકીને બીજલ સડસડાટ કરતો મેડીના પગથિયાં ચઢી ગયો !

( ૩ )

બીજલે દરબારને ચગડોળે ચઢાવ્યો છે. જન્તર પર આંગળીઓ રમતી જાય છે, અને અન્તર ઉપર સૂરો રમતા જાય છે ! એક ગીત પૂરું થાય છે અને બીજું ઊપડે છે, બીજું પૂરું થાય છે અને ત્રીજું શરૂ થાય છે કેટલાં પૂરાં થયાં અને કેટલાં શરૂ થવાનાં છે તેની કોઈને ગણતરી રહી નથી. સમયનું ભાન ભુલાઈ ગયું છે વ્યષ્ટિ ને સમષ્ટિ બધું ય સૂરના રસસાગરમાં ડૂબીને વિલીન થઈ ગયું છે તરે છે ફક્ત એક જન્તર !

એણે દુઃખની અને દેશવટાની કથાઓ સંભળાવી અને નરની અને મરજીવાઓની કથાઓ પણ સંભળાવી ફકીરી અને ફનાગીરી જાહોજલાલી અને જાફરસાની, ઊંઘમાં અજાણપણે બોલાયેલ એક વેણને ખાતર લાખોની આહૂતિ અપાઈ ગયાની, અને એક રૂપસુંદરીના નેણને ખાતર

બેંકાર કાળ ઝાળ ધિંગાણાઓ જાગ્યાની...અવનવી અને અનોખી
મર્યે જાય છે જન્નતના એ તારામાંથી !

સાંભળો ! સાંભળો ! બીજલના સાજમાંથી અત્યારે ફિયો અવાજ
છે તે ? એક જવાન છે. એક જુવતી છે. જવાન છે રમરમિઓ
રણુંગીયો ! જુવતી છે મહનની મહેફિલ જેવી ! બન્નેની આંખો
છે. જુવાનના દિલમાં દર્દ જાગે છે...પણ જુવતી ? જુવતીના
। દોર કોઈ બીજાને હાથ છે. અને જુવાનના પ્રારબ્ધમાં વેરની
સિવાય બીજું છે જ નહિ...

અરેરેરે ! એક નાનકડા હૈયામાં આટઆટલા અશ્રુઓ અને ડૂમ-
ભર્યા પડયા છે તે તો જેણે પ્રેમ કર્યો હોય તે જ જાણે !. ના,
ફક્ત પ્રેમ કર્યો હોય તે જ નહિ, પણ જેણે પ્રેમ કર્યો હોય અને
। સુહમા જે વગર વાંકે હાર્યો હોય તે જ જાણે ! અરે વિધાતા !,
આ આટઆટલા દુખો માનવીને માથે ખડકયા, છતાયે હું
ગણો ! ક આ વેરનુ દુ.ખ પણ એને લલાટે તેં લખ્યું ! જો
। ફગવવુ જ નહોતુ, તો દર્શન શાને કરાવ્યું ? શું હવે જીવનના
સુધી આજ

નહિ ! નહિ ! જુવાનની ભમ્મરો ભીડાય છે, રોઈ રોઈને
ડીણી બની ગયેલ એની આંખોના ખૂણામાં ધીરે ધીરે લોહીના
। લાલ ઝાળ લાગે છે. એના હોઠ પર રોવની એક ધ્રુજારી આવે
એ નિશ્ચય કરે છે જેને ખાતર મારા પ્રેમનો એણે ઈનકાર કર્યો
માટે તો હા ..નીકર ના ! અને બન્ને હાથમા નાગી સમશેરો
એ છલાંગ મારે છે ..ધ્રબાક થરથરી ફુંજે છે આકાશના ઝગમા
જેવા તારાઓના ઝુમ્મરો, એ આચકાથી હાલકડોલ થાય છે...
ચે વનો અને પર્વતો, સરિતાઓ અને સાગરો ..પ્રેમને માથે તોળાઈ
ત આ મહાસંકટ દેખીને અરેરાટી કરી રહ્યુ છે ..જન્નતના તખ્તમાં

એમ એવી અરેરાટી છૂટી કે ગિરનાર જમીનદોસ્ત થયો કે ના ! એવી ભ્રમણા શ્રોતાઓને થઇ।

'રંગ છો ! રંગ છો !' ગીત પૂરું થતાં જ રા' ડિયાચ એકી અવાજે બોલી ઉઠયો, દરબારીઓએ ધન્યવાદનો એકી અવાજે પડઘો પાડયો 'આ તે જન્તર છે કે જાદુ !'

ફરી એક વાર આખો દરબાર 'રંગ છે'ના નાદથી ગાજી ઉઠયો

પેલા ચારણને આપના ડોકમાંથી બહાર કાઢેલ એકાવળ હારને સોનામહોરથી ભરેલી એક છાબમાં મૂકીને રાજરાણીએ દાસી દ્વારા બીજલ પાસે પહોંચાડી

( ૪ )

બીજલ વગાડયે જ જતો હતો. એની આંગળીઓ જન્તરના તાર ઉપર રમતી હતી, અને એનું અન્તર કોઇ નિગૂઢના તાર ઉપર રમતું હતું. હકીકતમાં 'રમતું હતું' અને 'રમતી હતી' એ ક્રિયાપદો જ અહીં બંધબેસતાં નથી. બીજલની આંગળીઓ અને બીજલનું હૃદય બન્ને અત્યારે 'રમવાની' ભૂમિકામાંથી ક્યાંય આગળ વધી ગયાં હતાં. ઊંડાં ઊતરી ગયાં હતાં, એ બન્ને અત્યારે ખોવાઇ ગયાં હતાં અને એમની સાથે રા' ડિયાચનો દરબાર પણ ખોવાઇ ગયો હતો. એ બધાં ખોવાઇને એક નવી દુનિયામાં આવી વસ્યાં હતાં. ઇન્દ્રિયાતીત અનુભવની એક અવનવી સૃષ્ટિમાં આવી પડયાં હતાં. એ દુનિયામાં રુદન પણ આનંદરૂપ હતું. અને આનંદ રુદનમય હતો. લાગણીઓના સાગરમાંના મોજાંઓ અહીં એકમેકમાં ભળી જતાં હતાં ! અહીં સ્પર્શને સુવાસ હતી, ગન્ધ રસમય હતો, રસ શ્રુતિમનોહર હતો, સંગીત દર્શનીય હતું, રૂપ સ્પર્શમધુર હતું અને બધું જ સુન્દર હતું ! સૌન્દર્યની એ સૃષ્ટિમાં બીજલ એ બીજલ નહોતો, રા' એ રા' નહોતો

ગોન્દ્રાણી એ સાગરાણી નહોતી દેખાત એ દરમાન નહોતો મ
જ ' પણુ ન હતુ અને બધુ જ નર્તમય હતુ

બીજલના વાજિન્ત્રમા ભૂતના પડદાઓને એક પછી એક ઉપાડ વાની તાકાત હતી અને એમ ઉપાડતા ઉપાડતા ઠેઠ સર્જનના આદિ સુધી પહોચવાની શક્તિ હતી સર્જનના આદિથી આમ, પ્રલયના અંત સુધી યાત્રા શ્રોતાઓને એ કરાવી શકતુ અને યાત્રા એટલી આનંદમય હતી કે નિર્ગુણ બ્રહ્મને સગુણ શરીરમા નાખતા પચ મહાભૂતોની સ્થાપિત મર્યાદા આપોઆપ સરી પડતી ! પૃથ્વી યે એ સંગીતના સ્પર્શ પામી પાણી પાણી થઈ જતી પાણી પછી વાયુની ગતિએ વહેવા માડતુ વાયુમા તેજ પ્રગટતુ તેજ આકાશ સાથે તદ્રુપ બનતુ અને આકાશમા બાકીના ચાર મહાભૂતો ઓગળીને એકરસ થતા

બાઈબલમા સર્જનની કથા છે સર્જનના આરંભ પહેલા, એ કથા કહે છે શબ્દ હતો એ શબ્દ ઈશ્વર સાથે હતો અને એ શબ્દ ઈશ્વર હતો અને ઈશ્વરે કહ્યુ પ્રકાશનુ સર્જન થાઓ !' અને પ્રકાશ પ્રગટ્યા !

ઈશ્વરની સાથ ઈશ્વરરૂપ બનીને રહેનારો એ શબ્દ બીજલના જન્તરમા હતો બીજલની આંગળીઓ જન્તરના પોઢેલા એ શબ્દને જગાડી રહી હતી અને એ શબ્દ સાંભળનારા સૃષ્ટિના અન્તરમા પ્રકાશ પ્રગટાવતો હતો !

એ પ્રકાશના તેજમા રાયડિયાચ ભૂત અને ભાવિની સૃષ્ટિના અનેક પોપડાઓ ઊખેડી રહ્યો હતો

કેટલો ભાગ્યશાળી હતો પોતે ! તેને થતુ હતુ ! ભાગ્યશાળી તો ખરો જ ને ! ભાગ્ય વગર આવુ જન્તર સાંભળવા મળે ? પણ ના તે આટલા એક ભાગ્યની વાત નહોતો કરતો તે તો બીજી અનેક રીતે ભાગ્યશાળી હતો !

'રા'ની નજર એકાએક ચક પાછળ અનેક બાંદીઓ અને સાહેલીઓ વચ્ચે બેઠેલી મોહનરાણીના મુખચંદ્ર પર પડી. તારાઓ વચ્ચે પૂર્ણચંદ્ર સોહે, એમ એ શોભી રહી હતી ! પોતાની માફક એ પણ જંતરના સંગીતમાં મંત્ર-મુગ્ધ બની ગઈ હતી ! કેટલું સુન્દર લાગતું હતું આસ્વાદમાં ડૂબેલું એ વદન !

તે વખતે પણ એ એટલું જ સુન્દર લાગતું હતું !

કયે વખતે ?

કેમ ! એ વખતે જ્યારે તેના પિતાએ રચાવેલ સ્વયંવર દરમ્યાન ભેગા થયેલ અનેક રાજાઓને અવગણીને એણે તેના ગળામાં વરમાળા પહેરાવી હતી !

વરમાળા પહેરાવતી વખતે થનથન થનથન ધ્રુજતા એ બે હાથોની ...અને ઢાળેલા પોપચાના આવરણમાંથી શરમાતા શરમાતા બહાર નીકળતા થોડાક દૃષ્ટિકિરણોને એ જીવનમાં કદી પણ નહિ ભૂલે !

પેલો - શું હતું એનું નામ ? કેટલો ખીજાયો હતો ! અનિરાય ? કે અનિલરાય ? સિન્ધુતટનો એક સિંહાસનધારી ! માનદની આ પદ્મણીને પરણવાનું તેને કેટલું મન હતું ! ફક્ત એટલા માટે નહિ કે પદ્મણીના રૂપ ઉપર એ આફરીન હતો ! પણ સાથે સાથે એ પણ ખરું કે સોરઠિયાણી, સોરઠી ગરાસીઓને ઠોકરે મારીને પોતા જેવા એક પરદેશીને પરણી... એવી ડફાસ પોતે મારી શકે એટલા ખાતર પણ !

માટે જ તો સોરઠી રાણીએ વરમાળ જ્યારે જૂનાગઢના રાના ગળામાં આરોપી ત્યારે તે રોષથી ધ્રુજતો ઊઠ્યો ! એ તો બીજા રાજાઓ વચ્ચે પડ્યા એટલે ધિંગાણું થતાં થતાં રહી ગયું નહિતર તે વખતે ખરાખરીના લોહીછાંટણાં થઈ જાત !

આ પ્રેમ પણ માણસને કેટલો પાગલ બનાવી મૂકે છે ! અને તે પણ કેટલી થોડીવારમાં ! વરમાળ પહેરાવતી પદ્મણી સાથે આંખો

પહેલવહેલી મળી તે પછી ..જગત અને જીવન તેને માટે એક નિત-નવા એચ્છવ જેવા બની ગયા હતા !

આ બીજલ તેના અંતરની આ વાત જાણતો હશે ! જાણતો જ હોવો જોઈએ ! નહિતર તે વખતની આંખોયે મનોવ્યથાને આટલી મરોડ વાચા તે આપી જ શી રીતે શકે !

(૫)

જાણે અંતરને છેલ્લી સલામી આપતો હોય, તેમ, મસ્તીની પરાકાષ્ઠાએ પહોંચેલી પોતાની આંગળીઓથી તારને એક વાર રમાડી લઈને બીજલે સંગીતની મહેફિલને આટોપી લીધી.

અને રા' ડિયાચનો ડોલતો દરબાર રંગકારથી અને બલકારથી ગાજી ઊઠયો.

ચકની પાછળ બેઠેલી નારદગણીના મ્હોમાંથી પણ, આસપાસ બેઠેલી તેની સાહેલીઓ અને બાંદીઓને ચકિત કરતા ' વાહ વાહ !' ના શબ્દો સરી પડયા

પેલો એકાવળ હાર, જે તેણે પેલા કરચ્છી ચારણને બેર આપવા માટે ડોકમાંથી કાઢયો હતો, તે હજુ યે તેના હાથમાં હતો. બીજલના જન્તરે તેને, જ્યાં જાતનું જ ભાન ભુલાવ્યું હતું, ત્યાં હાથનું કે હારનું સ્મરણ ક્યાંથી રહે !

પણ સંગીતે ચડાવેલી સમાધિ ઉતરતાવેંત, નારદગણીએ પોતાની ડોકમાંથી એક બીજો હાર કાઢયો.

બન્ને હારને એક છાબમાં મૂકી, તે છાબને તે બાંદી મારફત દરબારમાં મોકલી રહી હતી, ત્યાં તો ..

વાહકાર, બલકાર અને રંગકારઓની વા-ઝડી પછી શાંત અને સ્તબ્ધ બનેલ દરબારના વાતાવરણમાંથી, "માથું !" એવો એક શબ્દ તેને કાને પડયો !

અને તે થંભી ગઇ!

કોના માથાની વાત થઇ રહી હતી?

તેનું હૈયું પળ-બે-પળ થંભી ગયું

રા' અને બીજલ વચ્ચેનો વાર્તાલાપ તે સાભળી રહી

'તુ ગાંડો તો નથી થયો ને; ગઢવી!' રા' હસતા હસતા બીજલને સંબોધી રહ્યો હતો!

'ગાંડો માનો તો ગાંડો, અને ડાહ્યો માનો તો ડાહ્યો! પણ આપે વચન આપ્યું છે તે ન વીસરતા!' ચહેરા પર મસાણની રાખ પાથરી હોય એવો ભાવ અથવા અભાવ -પાથરીને બીજલ દલીલ કરતો હતો

'રા' જે દિ' વચનને ભૂલશે, ગઢવી, તે દિ ગિરનાર સોરઠની ધરતીને છેવટના જુહાર કરીને સાગરમા ડૂબકી મારી જશે!'

'હા...આ!' *નિશ્વાસની ગલોલી બનાવીને જાણે રા'ની છાતીમાં* મારતો હોય એવી રીતે બીજલે હા-કારો કર્યો

'આ તો મારી પાસે ફક્ત એક જ માથુ છે, બીજલ, પણ કિરતારે મને હજાર માથા આપ્યા હોત, અને એ હજારે હજાર તે માગ્યાં હોત, તો તે પણ હુ ગજખુશીથી વધેરી આપત!'

'એવી કવિતા તો મેં ઘણી યે સાભળી છે, બાપુ!' એવે જ કટાણે ચહેરે બીજલ મેણા જેવું બોલ્યો.

રખેંગાર રોમમા ને રોમમા અડધો ઊભો થઇ ગયો ક્યાક ક્યાક તો એચાર તલવારો પણ આ બધુ શું થઇ રહ્યુ છે તે જોવા માટે જાણે, મ્યાનમાથી વેંત સવા વેંત બહાર નીકળી...પણ રા'ની આખોનો ઇશારો પામીને પાછી પોતપોતાના મ્યાનોમા સમાઇ ગઇ

'મને ખોટી ન કરો, બાપુ!' બીજલની શબ્દસન્છા હજુ ફર્યા જ કરતી હતી 'કા તો માથું વાઢી આપો અને કા તો જત આપો.'

'તું માને છે ગઢવી, કે બાપુ પોતાનું માથું વાઢી આપનાં ન્હીએ છે !' નજીક બેઠેલ એક મહાસામંતે ખૂબ સંકોચ સાથે વાર્તાલાપ વચ્ચે ઝુકાવ્યું.'

પણ બીજલ જેવો સંગીતમાં તેવો જ વ્યવહારમાં એક-નિષ્ઠ અને અચલ લાગતો હતો.

'હું બાપુની સાથે વાત કરું છું, ઠાકોર !' વિનયભરી કડકાઇ સાથે મહાસામંતને તેણે ચૂપ કરી દીધો.

અને દરબાર ફરી પાછો અડધો બેઠો થઇ ગયો. કેટલાકનાં અંગો તો રોષથી થરથર ધ્રૂજવા પણ માંડયા હતાં.

રા'નો ધાક ન હોત, તો બીજલના શરીરના અને એના જંતરના ભુક્કા જ બોલી ગયા હોત !

'તું તો કોઇ જબરો બેવકૂફ લાગે છે, બીજલ !' રા' હજી પણ એ જ સ્વસ્થતાથી વાતો કરી રહ્યો હતો: 'તને જોઇતું હોય તો મારું રાજપાટ માગી લે, અને તારી બોંતેર પેઢીઓને લક્ષ્મીના છોળોમા નવડાવવાનો આનંદ લેને જા ' પણ મારું માથું લીધાથી તને લાભ શું થવાનો છે ? '

'લાભ-હાનિ તો એક શ્રીહરિના હાથની વાત છે, બાપુ ! મને તો આ તુક્કો ચઢયો...અને આપે વચન આપ્યું છે !'

'પણ તારા એક તુક્કાને ખાતર જૂનાગઢના આખા રાજને રંડાપો આપવા શા માટે બેઠો છે !' એક બીજા મહાસામંતે રા'ના સામે ખુશામતભરી એક નજર નાખતાં કહ્યું:

'જૂનાગઢને પોતાના હેવાનપણાની એટલી બધી ચિંતા હોય કે વચનનો ભંગ કરીને પણ એને ટકાવી રાખવું,...તો આ હું ચાલ્યો. મારે રસ્તે ! અખંડ રહો રાજનું હેવાતણ !'

બીજલ ઊભો થઇ ગયો.

અને ટાઢે પાણીએ ખસ જતી હોય તો ફલટાનું વધુ સારું—એમ ગણીને દરબારે એને પોતાની સંયુક્ત નજરોના ઈશારાથી રસ્તો પણ બતાવી આપ્યો.

બીજલ ચાલવા માડયો

'બીજલ!' રા' એ સિંહાસન પર બેઠાં બેઠા હાંક મારી

બીજલ થંભ્યો.

'પાછો વળ ..મારા સમ છે,'

બીજલ પાછો વળ્યો.

'હું તો તમારા લાભની જ વાત કરતો હતો, ગઢવી' રા'એ બટની વાતો કરતો હોય એવા ભાવથી કહ્યું' 'પણ હવે મને ખાતરી થાય છે કે તને માગ માથાનો જ ખપ છે! લાગે છે કે માગ માથાની માગણી એ તારા મગજમાં તાજેતરમા જન્મેલો કોઇ તુક્કો નથીઃ કદાચ, આજનો આ આખો ધક્કો જ તેં એટલા માટે ખાધો છે!'

'જેમ ગણો તેમ, બાપુ! વચન પાળના હો, તો પાળો! નહિતર...'

'નહિતર, જૂનાગઢનો રા' પણ માથું દેવાનો અવસર આવે છે ત્યારે પારોઠનાં પગલા ભરે છે' એવી વાતો દુનિયાભરના ડાયરાઓમા આ જન્તર મારફત વહેતી કરવાનો લહાવો પણ જેવો તેવો નથી—એટલુંજ ને? પણ ના, એ લહાવો તને નહિ મળે. આ લે.. તને જોઇએ છે તે!'

રા' સિંહાસન પરથી ઊભો થઇ ગયા. તલવાર મ્યાનમાથી કાઢીને એણે હાથમાં તોળી!

'જય ગિરનાર!' કરીને એ તલવારને રા' પોતાની ડોક પર ઝીંકવા જતો હતો, ત્યાં દરબાર આખો યંત્રની પેરે એક સાથે ઊભો થઇને પાછ ફરવી ગયો!

અને બીજલના મોમાથી 'મા ! તમે અહી !' એટલા શબ્દો સરી પડ્યા

ના ડિવાસે પાછું વાળીને જોયું તો માગ ણી ચમ્ની મહાલ્જે છોડીને તેની સામે ઊભી હતી

એની આખોમા આનુ નહોતા મ્હો પર વ્યગ્રતા ય નહોતી

સો ણીન શરીર અને એનુ મન–બન્ને મ પૂર્ણ સ્વસ્થ લાગત હતા

બીજલની આખો અમૃતના ઘુટડા પી રહી હતી જગતના બધ ય રામાયણો અને મહાભારતો આવા રૂપને ખાતર જ ચાતા હશે તેમ થતુ હતુ !

તમે ?' નાગી તલવા ને સહજ ની ી નમાવીને ('એ ટોકો ર્યો

સારંગ ણીના આનિ યે એના અવાજમા પનરો આણ્યો હતો અ તિમ વિનયનુ છેલ્લુ ચુમ્બન એ ટૌકામા હતુ

પળવાર ચાર આખો એક થઇ

પળવાર એ બનેની એ આખો વાટે બે નણુરા હૃદયોએ પ્રેમ એ ન જ નમજાય એવી મોઇ ગૂ, ગિતામા ગોઠડી કરી લીધી

ન એ તલવારવાળો હાથ ફરી ઊંચો ર્યો

બાપુ !' એ ક ડગના આગળ આવીને બીજલે ને થોભા યો

વળી ન થયુ ?' ન એ એ જ ગૌહા હાસ્યથી પૂછ્યુ

. જ નહિ બાપુ ! પણુ આખરે તો હુ ચે માનવી છુ ને !

લ્લો કપાડે છે ત્યારે તો દેવ જેવા લાગે છે ! ન એ એન મર્માળા હાસ્યથી ટકાર કરી

આપને આવે ટાણે પણ મશ્કરી સૂઝે છે, બાપુ ! બી લના ચહે । પ ની મસાણી લાગણીશૂન્યતા હવે વ્યગ્રતામા પલટી રહી હતી

'આટલી વારમાં આંવો ગળગળો કેમ થઇ ગયો, ગઢવી! માથું મારે વઢાવાનું છે કે તારે!'

'દુનિયાની નજરે તો આપનું બાપુ!' બીજલ હવે ખરેખર ગળગળો થતો જતો હતો. 'પણ આ જન્તરીઆના અન્તરને પૂછો તો... એ ઝાટકો એના પોતાના જ માથાં ઉપર પડવાનો છે!'

'પણ તો પછી...' કંઇક આશાવંત બનીને સોરઠરાણીએ રા'ના માથાના બચાવ સારુ દલીલ કરવા માંડી.

'રાણીમા ભિક્ષા માગતાં હોય, તો ..આપ્યું,' બીજલે રા' સામે જોતાં જોતાં સોરઠરાણીને અનુલક્ષીને જવાબ આપ્યો.

અને પછી પોતે આપેલી ભેટને સોરઠરાણીએ સ્વીકારી લીધી હોય એવી રીતે, પાછો ફરવા લાગ્યો.

'ગઢવી!' એને પાછો ફરતો રોકીને રા'ડિયાચે પડકાર કર્યો.

'બાપુ!'

'અમારા બેયનાં મોત ન બગાડ, હાલો!'

બીજલ ચૂપ ઊભો રહ્યો.

'જૂનાગઢનો ધણી ભિક્ષા લેતો નથી! દે છે!'

'અને સોરઠની રાણીને પોતાના હેવાતણના કરતા પણ પોતાના પતિની પ્રતિષ્ઠા વધારે વહાલી છે!' સોરઠરાણીએ પતિનું સમર્થન કર્યું.

'ગિરનારની ગોદમાં ઉછરનારા માવજો માથા વાઢી પણ જાણે છે, અને અવસર આવ્યે માથું આપી પણ જાણે છે. બાવા ગિરનારી તારું કલ્યાણ કરો! લે આ માથું!'

સોરઠરાણીના મ્હોમાંથી એક કારમી ચીસ નીકળી પડી.

૧ રા'એ જાતે જ કરેલ ઝાટકાને પરિણામે રા'નો દેહ દરબારખંડની ધરતી પર પડયો હતો અને રા'નું માથું ઊડીને જૂનાગઢના સિંહાસન પર બેસી ગયું હતું!

પીઠ ફેરવીને ઊભેલા દરબારીઓ આ ઘટનાના આઘાતથી કમકમી ઊઠ્યા.

ચકની પાછળ ઊભેલી અને ચકની બહાર આવેલી સોરઠરાણીની દાસીઓ અને સાહેલીઓએ ચારોળ કરી મૂકી.

થોડાક દરબારીઓ પોતપોતાની તલવારો ખેંચીને બીજલ ભણી ધસ્યા.

રા'એ માયાના ભોગે વચન પાળ્યું ! એ વાત હવે પૂરી થઈ. તેઓ શા માટે હવે રા'ના ખૂનનો બદલો ન લે !

ધાનકી બીજલના લોહીથી રાજદરબારની ધરતીને રંગવા અને રા'ની હત્યાનું તર્પણ કરવા તેઓ ઉત્સુક હતા.

અને પાંપણના એક પલકારામાં જ બીજલ હતો ન હતો થઈ જાત ! પણ ત્યાં તો...

સોરઠરાણી સિંહાસન પાસે આવી.

રા'નું રુધિર-વસતું મસ્તક તેણે પોતાના હાથમાં લીધું.

મૃત્યુની નિદ્રામાં પોઢેલા રા'ની હસતી મુખમુદ્રાનું જૂનાગઢના દરબારીઓને તેણે પળ બે પળ દર્શન કરાવ્યું.

'સોરઠવાસીઓ !' તેણે દરબારીઓને સંબોધ્યા.

દરબાર પાછો પૂર્વવત શાન્ત, સ્થિર, ચીતરામણમાં ચીતર્યો હોય તેવો થઇ ગયો.

શોણિત-સ્ત્રવતું રા'નું રાજવી મસ્તક હાથમાં લઇને પોતાને સંબોધી રહેલી સોરઠરાણીનો પ્રતાપ તેમનાથી જિરવાતો નહોતો. રાણી અત્યારે તેમને સાક્ષાત ચામુંડાદેવી જેવી લાગતી હતી.

'સોરઠવાસીઓ !' રાણીએ ફરી ઘોષણા કરી· 'સોરઠની ધરતી હજુ રંડાણી નથી. સોરઠના ધણી કીર્તિ આ માથું વધાયા પહેલાં હતી, તેથી યે સોરઠણી બનીને આ સિંહાસન પર અત્યારે બિરાજે છે. મહારાજે

ગઢવીને આ માથું આપવાનું વચન આપ્યું હતું. એ વચન એમણે તમારા મોંના દેખતાં પાળ્યું છે. હવે આપણે આ ગઢવીને વિદાય આપીએ !...આવ ભાઈ બીજલ ! આ તેં માગેલું અમૂલખ માથું...'

રાણીએ માથું બીજલના થરથર ધ્રૂજતા હાથમાં મૂક્યું.

'હવે તને રજા છે.' રાણી બોલી: 'અને આ રાજ્યની ધરતીના સીમાડા વટાવી જા ત્યાં સુધી તને અભય વચન પણ છે. રામ રામ!'

બીજલ જન્તરને ખભે ભરાવી, માથું હાથમાં લઈ, સભાખંડના મુખ્ય દ્વાર ભણી વળ્યો.

તેના હાથમાંનું માથું ક્ષણે ક્ષણે વધુ ને વધુ વજનદાર બનતું જતું હતું. તેના પગમાં જાણે કોઈ અદીઠ જંજીરો જકડાતી જતી હતી.

તે માંડ માંડ કદમો ઉપાડતો હતો

તેની બન્ને બાજુએ જૂનાગઢના સામંતો અને શ્રીમંતો ઊભા હતા. ગુસ્સા ભરેલા, હિબકતા, અને ક્રોધથી કંપતા ! કેટલાકના હાથ ચળવળતા પણ હતા ! આ દુષ્ટને આમ ને આમ છટકવા દેવાય !

'ખબરદાર !' આખા સભાખંડ પર કડક નજર રાખીને ઊભી રહેલી સોરઠરાણીએ બુલંદ અવાજે ચેતવણી આપી : 'ખબરદાર, કોઈએ ગઢવી પર હાથ ઉપાડ્યો છે તો !'

અને કઠ-પૂતળીઓના પેઠે ઊભા રહેલ રા'ના સેંકડો સામન્તો, સૈનિકો અને શ્રીમંતોની વચ્ચે થઈને બીજલ, રા'ના માથા ગો'તો દરવાજાની બહાર નીકળીને મેડીનાં પગથિયાં ઊતરી ગયો.

અને તે જ ક્ષણે સોરઠરાણીનું મૂર્છાવશ શરીર, લોહીના તળાવમાં પોઢેલ રા'ના ધડ પર, પટકાઈ પડ્યું.

[ ૬ ]

બીજલ જૂનાગઢની બાગોળને વટાવી ગયો છે. રા'ના રાજ્યના છેલ્લા સીમાડાને પણ વટાવી ગયો છે. એના પગલાં સિન્ધુની નેમ નોંધીને ઉપડી રહ્યાં છે. એના ખભેથી લટકતા ખડિયામાં, એની આખી ખેપની કમાણી છે! રૂમાલમાં લપેટાયેલું રા'નું માથું...કોઇ કોઇ વાર એને એટલું બધું વજનદાર લાગે છે કે, કેમ જાણે ગિરનાર જાતે જ રા'ના માથાનું રૂપ ધારણ કરીને એના ખડિયામાં ન પેસી ગયો હોય!

એને બીજે ખભે ભેરવેલું જન્તર આ ભારની ચિન્તામાં ને ચિન્તામાં જાણે નિજના અન્તરમાં ઊંડું ઊંડું ઊતરી ગયું છે.

*બીજલના મનમાં અત્યારે બે સ્ત્રીઓ વચ્ચે, બે યુવતીઓ વચ્ચે, બે નવયુવતીઓ વચ્ચે, બે રૂપસુન્દરીઓ વચ્ચે, સરખામણી ચાલી રહી છે.*

'એક સ્ત્રી પોતાના ધણીની ટેકને ખાતર રંડાપો વહોરવા તૈયાર થાય છે...' તે મનમાં ને મનમાં ગણગણતો જાય છેઃ 'અને બીજી, પોતાના લોભને ખાતર કોઇ નિર્દોષ સ્ત્રીને રંડાપો આપવા તૈયાર થાય છે.'

× × ×

બીજલે એક ઊંડો નિશ્વાસ નાખ્યો.

'મને પણ કેવી કમતડી સૂઝી, કે મેં એને વગર વિચાર્યે વચન આપ્યું; જગતમાં ઘણા ઘણાખરા અનર્થો બાવડીને વગર વિચાર્યે આપેલાં વચનોમાંથી જ જન્મે છે!'

હૃદયમાં શોકનો અગ્નિ સળગતો હતો, છતાં આ વિચારે તેના મોં પર સહેજ હસવું આવી ગયું.

'દશરથે કૈકેયીને વગર વિચાર્યે વચન ન આપ્યું હોત, તો રામચંદ્રજીને વનવાસ ન લેવો પડયો હોત...અને મેં કેસરને વચન ન આપ્યું હોત, તો...'

રાજાના માથામાં અત્યારે જાણે આખો ગિરનાર આવીને બેઠો હતો.

બીજલ એ ભારથી વાંકો વળી ગયો. એનું શરીર પરસેવે રેબઝેબ થઈ ગયું.

'પણ દશરથ કૈકેયીના રૂપમાં આંધળો બન્યો હતો, અને હું...'

'હું કેસરના રૂપમાં અન્ધ બન્યો હતો.' ખડિયામાંથી રાજાનું માથું બોલતું હોય એવો તેને આભાસ થયો.

તેને આખે શરીરે એક ઝીણી ધ્રુજારી આવી ગઈ.

* * *

કેસર આમ તો કંઈ જ ખરાબ નહોતી.

તે સમજણો થયો હતો, ત્યારથી કેસરને ઓળખતો હતો. કેસર ને બીજલ...બન્ને સાથે જ ઊછર્યાં હતા. જાણે એક ઝાડના બે ફળ. અથવા એક વેલના બે ફૂલ, અથવા એક ફૂલની બે પાંખડીઓ!

પણ ના. સાવ એવું પણ નહોતું. પોતે અને કેસર બન્ને એક જ વેલના બે ફૂલો જેવા થઈ રહ્યા હતા એ કબૂલ. પણ બન્ને એક વેલના સંતાન તો નહોતા જ. કેસરની ઘરડી માએ તેને, તે વગડામા અંગુઠો ચૂસતો પડયો હતો ત્યાથી આણ્યો હતો, એમ તેણે સાભળ્યું હતું. કેસરની માએ તેને સગી માની ખોટ કદી જણાવા નહોતી દીધી...

અને છતા, જે કંઈ ઊણપ રહી જતી હતી, તે કેસરે પૂરી કરી દીધી હતી!

* *

તેને પોતાનું બચપણ સાંભર્યું.

મા, જંગલમાં બકરીઓ ચરાવતી હોય, અને આધેના કોઈ ઝાડને છાંયડે, અથવા તો કોઈ ઝરણાને કાંઠે, અથવા તો કોઈ કુંભારની બખોલમાં કે પછી કોઈ ખેતરના ઊભા મોલમાં, પોતે અને કેસર ......કોઈ વાર એકમેકની ડોકમાં એકમેકના હાથ પરોવીને તો કોઈ વાર આંગળીઓમાં આંગળીઓ પરોવીને રમ્યા કરતાં.

પોતે પાવો વગાડતો અને કેસર ગાતી, કોઈ વાર વળી નાચતી પણ ખરી. કોઈ વાર બન્ને ય નાચતાં. કાનગોપી જમનાને સિન્ધુના તટ પર ઊતરી પડ્યાં છે, એવી મીઠી ટકોર, એ વખત કરતી. મા ! હા, મારતો ! કેસરની મા, તેને માન ગમતી !

આવા આનંદકિલ્લોલ વચ્ચે, કોઈ કોઈ વાર તેના હૃદય ઘેરી છાયા પણ ઊતરી પડતી. આવે વખતે તેને પોતા ચીર સતની: માએ તેને જણીને જંગલમાં શા માટે મૂકી દ

દુનિયાની બધી માતાઓ કરતા, તેની મા જુદી શા માટે ? શું એની મામા માનું હૃદય જ નહિ હોય ?

જગતની નજરે તો.. આવા કિસ્સાઓના મૂળમાં એ હોઈ શકે !

તેની માએ સમાજના ડરથી જ તેનો ત્યાગ કર્યો હોવે તેની મા, જગતની દૃષ્ટિએ, શિષ્ટ સમાજની દૃષ્ટિએ, કોઈ પતિ

આથી આગળ બીજરે કદી પણ વિચાર કર્યો નહોતો આગળ વિચારવાની તેની બુદ્ધિમાં શક્તિ જ નહોતી.

પણ એક વાત સાચી.

જંગલમાં તે અંગૂઠો ચૂસતો પડ્યો હતો. ત્યાંથી કેસરે ઉપાડીને તેને ઘેર ન આણ્યો હોત, તો તેના જીવનનો પરપો વખતે ફૂટી ગયો હોત ! આ વાતનું તેને પૂરેપૂરું ભાન હત

પોતાને જન્મ દેનારી જનેતા, જો કોઈ વાર, પોતાની સામે આવીને ઊભી રહે, તો તેને ટૂંપો દઈને મારી નાખવાનું મન પણ તેને કોઈ કોઈ વાર થતું ! ફક્ત કોઈ વાર જ !

*

પણ કેસર તેના ખાલીખમ જીવનમાં અમૃતની પ્યાલી સમી હતી. પોતે જ્યારે આવા વિચારોને ચકરાવે ચઢી, ઉદાસ થઈને સૂનમૂન બેસી રહેતો, ત્યારે એ એની હડપચી પકડી, એની આંખોમાં પોતાની આંખોને ગૂંથી...પછી એવું હસતી કે એનો બધોય થાક એક પળમાં ઊતરી જતો.

કેસરની મુખમુદ્રામાં કોઈ એવું કામણ હતું કે બીજલ એની સામે પરવશ બનીને જોઈ જ રહેતો: એને જોતાં કદી ધરાતો જ નહિ.

અને એમ કરતાં કરતાં મા—કેસરની મા—મૃત્યુ પામી.

અને કેસર અને તે પરણીને ધણીધણિયાણી બન્યાં !

દરમ્યાન, આ જન્તરની કળા તેને એવી તો હાથ બેસી ગઈ હતી, કે એ બજાવતાં, પોતાની આસપાસની આખી સૃષ્ટિ એના ઉપર ઓળઘોળ થઈ જતી ! જન્તરના સંગીતથી તે સાપોને બોલાવતો અને ડોલાવતો, અને એમનાં ઝેરને પણ ઉતારતો ! ગાય કે બકરીના દેહ પર છલંગ મારતો ચિત્તો, જન્તરના સંગીતથી અધવચ્ચે જ થંભી જઈને પછો પાછો ફરતો ! અહિંસક બનીને

અને ત્યાં, એ જ જન્તરની કળાનો ઉપયોગ, આજે, તેં આવા દીકરાના કામા માટે કર્યો !' રા' ડિયાસના માથાએ તેને મેણું આપ્યું.

'હા કર્યો, જરૂર કર્યો. પણ...રૂપ...માણસને કેટલો પરવશ બનાવે છે, તેની તને શી ખબર ?'

'મને શી ખબર !' રા' ડિયાસનું માથું, ખડિયામાં પડ્યું પડ્યું.

તેની મશ્કરી ઊડાડવા માંડ્યું: 'જાણે કેમ, મેં તો કોઈ રૂપાળી સ્ત્રીને દીઠી જ ન હોય! મારી મોરડ રાણી...'

'એ મોરડરાણીનું રૂપ જ, આ બધા પાપના મૂળમાં છે ને!' ડિયાચના માથાને જાણે જવાબ આપતો ન હોય એમ મનમાં ને મનમાં તે ગણગણ્યો.

અને પછી બીજલ, ફરી વળી ભૂતકાળના ફળને મનની ચાય વતી ઢોલવા માંડ્યો.

દરમ્યાન, એના પગ તો, જીપની આ બધી ગડમથલથી જાણે સદંતર અલિપ્ત હોય એવી રીતે, સિન્ધુના કાંઠા ભણી, આગળ ને આગળ કદમ ભરી જ રહ્યાં હતા.

(૭)

રાજાઓ અને મહારો નકામા ખાંડ ખાય છે!

દુનિયામાં મોટામાં મોટું સામ્રાજ્ય કોઈ માનવીનું નથી, સૌન્દર્યનું છે. રૂપનું છે. સૌન્દર્યના શાસન પાસે સૌ એકસરખા ગુલામ છે!

કમનના રૂપ પાસે તે મજબૂર હતો...અને ..સોરઠરાણીના રૂપ પાસે અનીરાય મજબૂર હતો!

અનીરાય?—હા, અનીરાય તો આ બધાં વિનાશચક્રોના મૂળમા હતો! સોરઠરાણીના રૂપમા એ લુબ્ધ હતો.

'પણ સોરઠરાણી મારા પર મુગ્ધ હતી.' રા' ડિયાચનું માથું ગર્વથી જાણે એક વેંત ઊંચુ ઉછળીને બોલી ઊઠ્યું.

'એની જ તો બધી મોકાણ છે ને! રૂપ એક માણસમા તૃપ્તિ પ્રેરે છે, તો બીજામાં મહાસંતાપ ઊભો કરી દે છે!'

'માણસ પોતે વંઠું બની જાય એમા રૂપનો શો વાંક?' માથાએ તત્ત્વચર્ચા કરવા માંડી.' મોટા ભાગના માણસો રૂપ અને પ્રેમ વચ્ચેનો સંબંધ જ નથી સમજતા.'

'એટલે ?'

'એટલે એમ કે રૂપને જોતાવેંત માણસ પ્રેમીની વેંઠે વર્તવા માંડે છે!'

'પણ એમાં વાંધો શો?'

'એટલો જ કે રૂપની તૃષાને તેઓ પ્રેમ સમજવા લાગે છે! જ્યારે પ્રેમ એ રૂપની તૃષા નથી, બલ્કે રૂપ પોતે જ પ્રેમની તૃષા છે!'

બીજલથી હસી પડાયું.

પોતે કોની સાથે વાતો કરી રહ્યો હતો?

રા'ના માથાની સાથે? કે પોતાના મનની સાથે?

સંગીતની સુધા પાઈને પોતે જેનું માથું વાઢી આવ્યો છે એ રા'ડિયાસ સાથે જ શું એ પ્રેમના સ્વરૂપ વિષે ચર્ચા કરી રહ્યો છે!

સંગીતની સુધા પીને રા'નું માથું અમર તો બની નથી ગયું!

માથું અત્યારે હળવું ફૂલ લાગતું હતું!

બીજલ ફરી વિચાર-ચકરાવે ચડ્યો.

'રૂપની તૃષા એ પ્રેમ નહિ! પણ પ્રેમની તૃષા... એ રૂપ ખરું!' શીખેલા પાઠનું પુનરાવર્તન કરતો હોય એવી રીતે તે ગણગણ્યો: 'પ્રેમ અને રૂપ બન્ને વચ્ચે આ જાતનો સંબંધ છે! પ્રેમ રૂપથી સ્વતંત્ર છે પણ રૂપ પ્રેમથી સ્વતંત્ર નથી.'

બરાબર! અને મુશ્કેલી ત્યારે જ આવે છે, જ્યારે માણસ અસુર બનીને એ પ્રેમને કેદમાં પૂરવા માગે છે! તારા અનીરાયને સોરઠ-રાણીના રૂપની તૃષા જાગી. એટલે સોરઠરાણીને વચનની કેદમાં પૂરવાનું તેને મન થયું.'

હા. આ!'

'એ ન બન્યું. એટલે એની અતૃપ્ત રૂપતૃષાએ મેંગનું રૂપ લીધું!

કાં તો એ રૂપને હું ભોગવું, અથવા તો એ રૂપને કોઇ જ ન ભોગવે! અને ભોગવે તો તેનો નાશ થવો જોઇએ!–એવી વૃત્તિ તેનામાં જન્મી. એ વૃત્તિના કૂહાડાને તાગ જેવો હાથો મળી ગયો!'

'કૂહાડાનો હાથો!' બીજલે એ શબ્દોનું માનસિક પુનરાવર્તન કરતાં કરતાં માથું ધુણાવ્યું: 'આજ મને થયું છે શું? હું કૂહાડાનો હાથો બન્યો છું?'

'ત્યારે બીજું શું?' માથાએ તેના અંતઃકરણના પ્રસુપ્ત ભાગોને ઢંઢોળવા માંડયા.

'પણ હું લાચાર હતો, સુમરી સ્ત્રી–હઠ પાસે. ઉમરે માગ બરોસે અનીરાયનું બીડું ઝડપેલું! ગંડિયાચનું માથું વાઢીને પોતાના દરબારમાં હાજર કરે, તેને અનીરાય હીરા મોતી–માણેકની ભરેલી સાત છાબો આપવાનો હતો! બીડું પહેલાં આપ્યા ઢંઢેરામાં કહ્યું. પણ નગરના જુદા જુદા લત્તાઓમાં હીરા–મોતી–માણેકનું નામ સાંભળીને પાણી તો સૌના મોંમાં છૂટે, પણ ગંડિયાચનું માથું વાઢવાની હામ કોણ ભીડે! અહીં તો માથાને સાટે માથું હતું! ના, એટલું પણ નહિ: અહીં તો એક માથું વાઢવા માટે હજારો માથાં વઢાવવાં પડે એવું હતું. અને તો ય, સંભવ તો એ હતો કે હજારો માથા વઢાવ્યા પછી પણ પેલું એક માથું ન વઢાય! ગિરનારના સાવજને ખુદ ગિરનારમાં ઘૂસીને ધમરોળવો હતો. અનીરાયના રાજ્યમાં આવી તાકાત કોઇની યે નહોતી. અને એમાં નવાઇ પણ શી? યથા રાજા તથા પ્રજા! જ્યાં અનીરાય પોતે જ કાયર હોય ત્યાં એના વેરની તૃપ્તિ માટે પોતાના માથાં કોણ વઢાવે! હીરા માણેક–મોતીના સાત છાબો ખાતર પણ!'

'પણ એક હૈયાફૂટી નીકળી આવી, ગામમાંથી!' ખડિયામાંથી મશ્કરી કરતો અવાજ આવ્યો.

'એક રીતે જોઇએ તો ઉમર સાવ હૈયાફૂટી નહોતી એને માટ

સંગીત પર શ્રદ્ધા હતી. મારું જન્તર ધાર્યું કામ આપી શકશે એવી એને ખાતરી હતી અને તેં જોયું કે, એ ખાતરી સાચી જ પડી."

મૂંગા જન્તરને બીજલે કૃતજ્ઞતાપૂર્વક પંપાળવા માંડ્યું.

'પણ હું એક કામ ન કરી શક્યું!' પંપાળાયેલું જન્તર ડુમા-ઓને ઉલટાનું ઘોઓ કરવા માંડ્યું.

'શું?' બીજલે ઘોઘરે અવાજે જન્તર પાસે ખુલાસો માગ્યો.

'તારી કેસરને પીગળાવવાનું!'

* * *

અને વાત સાચી પણ હતી. તેણે કેસરને સમજાવવા માટે કેટલા યત્નો કર્યાં હતા! સંસારની ડાળે બેસીને કિલ્લોલ કરતાં બે પ્રેમી-પંખીઓમાંથી એકનો વધ કરીને બીજાને વિરહની આગમાં ટળવ-ળાવવું એ કેટલું ઘોર પાપ છે, એ તેણે ખુદ વાલ્મીકિ કવિના રામા-યણનો દાખલો આપીને કહ્યું હતું! સોરઠરાણી જેવી સૌંદર્યપ્રતિમાને રંઘવા બનાવવાનું કલંક એક વાર પોતાના કપાળમાં ચોંટશે, પછી કદી પણ નહિ ભૂંસાય અને પછી...

બીજલે કપાળ કૂટ્યું. શા એ?

ના, સોરઠરાણી તો ટવાંય નહોતી, આટલામા......

ત્યારે?

આ ચીસ ક્યાંથી સંભળાઇ?

'આટલામાં કોઈ બાઇને જોઈ તમે?' સામતી બાજોળે આવેલ કોઈ મકાનના દરવાજા પાસે ઊભેલી એક બાઇને તેણે પૂછ્યું.

'મેં મંગાવેલી ચીજ લાવ્યા?' બીજલે પૂછેલ પ્રશ્નનો જવાબ આપવાને બદલે બાઇએ સામો પ્રશ્ન પૂછ્યો.

બીજલ આ બાઇની સામે જોઈ જ રહ્યો. સનમૂઢ. શૂન્યમનસ્ક.

આ બાઇને તેણે પહેલાં કોઈ વાર જોઈ હતી ખરી! પણ ક્યાં? પળ-બે-પળ તેની સ્મૃતિ જાણે લુપ્ત જ થઈ ગઈ. તે બાઘાની જેમ ઊભો રહ્યો, પેલી ચીજના મૂળને ચકળવકળ આંખોએ શોધતો

'તમને થયું છે શું?' પેલી બાઈએ તેના ખભા પર હાથ મૂકીને કહ્યું. 'આમ ગાંડા શું કાઢો છો? મને ઓળખતા નથી? પેલી વસ્તુ લાવ્યા કે...?'

'કોણ કેસર!' ઘુમતો ભમરડો, દોરીએ ચડાવેલ વળ પૂરે થતાં અપંગ થઈને ધરતી પર ઢળી પડે, તેમ, બીજલનું શરીર ધરતી પર ઢળી પડ્યું.

અને તેને ખભે બેસેલું જન્તર પળ-બે પળ અદ્ભુત જ રહસ્યમય રીતે રણઝણીને શાન્ત થઈ ગયું.

(૮)

બીજલ જ્યારે ભાનમાં આવ્યો, ત્યારે તેણે પોતાની આસપાસ ખૂબ ઉત્કટ પ્રવૃત્તિઓ ચાલતી જોઈ. તે જે ઓરડામાં સૂતો હતો. તે એક ઓરડો છોડીને, બાકીનું, આખું મકાન માણસોના અવરજવરથી ધમધમી ઊઠ્યું હતું. કોઈ અંદર આવતા હતા, કોઈ બહાર જતા હતા. જાણે કોઈ ખાસ પ્રસંગ માટે તૈયારીઓ થઈ રહી હોય એવો દેખાવ હતો. ચારેકોરની સાફસૂફી અને સજાવટ થઈ રહી હતી.

'તને હવે ઠીક છે ને!' તેની આંખ ઉઘડતાવેંત કેસરે તેને પૂછ્યું.

'મને હવે ઠીક થઈ રહ્યું!' હળવા સ્વરે બીજલે જવાબ આપ્યો.

કેસર તેના સામે જોઈ રહી. જેને દેવ માન્યો હોય. એ માટીનો લોંદો નીકળી પડે, એવા ભાવથી જોઈ રહી! ના. સાવ એવા ભાવથી પણ નહિ. જરા ઉપમા બદલાવીએ. કલાપૂર્ણ આરસ પ્રતિમાને સચેતન કરે એવી શક્તિ માત્ર મંત્રોમાં છે એમ માનનાર કોઈ જોગણ

–એ પ્રયોગ કરે……અને છતાં, સામેની પ્રતિમા જડની જડ રહે –અને જોગણને જે નિરાશા થાય, એવી નિરાશાના ભાવથી, કેસર અત્યારે બીજલ સામે જોઇ રહી હતી!

કલાકારો બધા આવા હશે! ઢીલા, પોચટ! તે પોતાના મજબૂત મનને પૂછતી હતી. આની કલામાં મડાંને પણ બેઠું કરવાની તાકાત હતી...જ્યારે આ જાતે મડાંથી યે બેદ હતો!

કેસરે તિરસ્કારથી પોતાના હોઠ મરડયા...અને મરડાયેલા હોઠવાળો એનો એ ચહેરો એટલો સુંદર બની ગયો કે બીજલ બેબાકળો બની ગયો!

કેસરના મનમાં પોતા માટે અત્યારે શા શા વિચારો ચાલતા હશે તેની કૈંક કલ્પના કરી લઇને તે ખૂબ ધીમેથી બોલ્યો:

'મારામાં તારા જેટલી હલતા નથી, નહિ!'

'તારામાં એક એવો ગુણ છે, જે અનેક અવગુણો માટે તને માફી અપાવી શકે!' કેસરે સ્મિત કરતાં જવાબ આપ્યો.

આવી મુત્સદ્દીગીરીની ભાષા આ સ્ત્રી શા માટે બોલતી હશે!... મારી સાથે પણ!—બીજલને થયું, પણ મનના એ વિચારને મનમાં જ છુપાવીને તેણે પૂછયું:

'તું અહીં ક્યાંથી? અને આ બધી ધાંધલ શેની છે?'

'અબઘડી ખબર પડશે, તને!'

'પણ તું સિન્ધુનો કાંઠો મૂકીને અહીં શા માટે દોડી આવી?'

'દોડી આવી...તું ઢીલો પડી જાય, તો તારી છાતીમાં થોડુંક ગજવેલ ધરબવા માટે! હું તને પૂરેપૂરો ઓળખું ને!'

'પણ...અહીં જોખમ છે, કેસર!'

'જોખમને તો હું વાઢી આવ્યો...થોડી જ વાર પહેલાં.'

'હું એ જોખમની વાત નથી કરતો!'

'ત્યારે?'

'સોરઠરાણીએ મને જૂનાગઢના રાજ્યની ધરતી પૂરતું જ અભય વચન આપ્યું છે.'

'હા આ?'

'અને જૂનાગઢ રાજ્યનો સીમાડો અહીંથી ફક્ત બે ખેતરવા આઘો છે.'

'એ બે ખેતરવા અંતર આપણે હમણાં જ માપી નાખશું!'

'તું શેની વાત કરે છે?'

'મહારાજ અનીરાય સૈન્ય લઈને સિન્ધુ–તટથી ઉપડી ચૂકયા છે જૂનાગઢ પર ત્રાટકવાનો અને સોરઠરાણીને હાથ કરવાનો આના જેવો મોકો બીજો કયો મળવાનો હતો!'

બીજલ અવાચક થઈ ગયો એના ચહેરા પર ફરી મમાણની રેખ ઊડવા માંડી.

'વળી શું થયું!' પતિની સૂરતમાં થયેલ ફેરફાર જોતા વેંત કેસરે પૂછ્યું.

'હું આટલા માટે જ ના પાડતો હતો'

'શેની?' કેસરે જાણવા છતાં ખુલાસો પૂછ્યો।

'અનીરાયનું બીડું ઝડપવાની.'

પણ બીડું તો મેં ઝડપ્યું હતું!'

એ બધું એમ ને એમ જ! તેં ઝડપ્યું હતું માટે જ મારે આ ન કરવા જેવું કામ કરવું પડ્યું ને!'

બીજલે પથારીમાં પડ્યા પડ્યા નજર વડે આખા ઓરડાની તલાશી લીધી તેનો ખડિયો ક્યાંય દેખાતો નહોતો

.'ગાના માથાને ગોતે છે ?' તેની નજરનો ભાવ કળી જઈને કેમરે પૂછ્યું.

બીજલે ડોકું નમાવ્યું.

'હમણાં જ દેખાશે, તને ! અનીરાયના લશ્કરની મોખરે.' કેમરે પોતાની રૂપાળી આંખોને સહેજ નચાવીને જવાબ દીધો: 'જૂનાગઢ જીતવા માટે એક શુકનવંતો નેજો તો જોઈએ ને !'

'એટલે ?'

'ભાલામાં પરોવાયેલું રા'નું માથું એ મહારાજ અનીરાયનો યુદ્ધ-ધ્વજ બન્યું છે.'

બીજલ સ્તબ્ધ બની ગયો. આવું સૌન્દર્ય...અને આટલી ક્રૂરતા, બન્ને સાથે કેવી રીતે વસતાં હશે. તેને થયું, કેટલી કાતિલ ટાઢાશથી આવી પૈશાચી વાતો કરતી હતી, પોતાની સ્ત્રી !

તેને બચપણના દિવસો યાદ આવ્યા. એક પ્રસંગ તો તેની આંખો સામે વિશેષરૂપે તરવરવા લાગ્યો.

કેમરને આંબલીના કોલ ખાવાનો ભારે શોખ.

એ શોખને પૂરો કરવા માટે એક વાર બીજલ કોલથી લચી પડેલ આંબલીના એક ઝાડ પર ચઢ્યો. એક ડાળી પરથી બીજીએ અને બીજી પરથી ત્રીજીએ. જંગલનો એ બાળક જેટલો વસતિમાં નહોતો વસ્યો, તેટલો વગડામાં વસ્યો હતો. નગરોની શેરીઓમાં ફરવા કરતાં વૃક્ષોની ડાળા વચ્ચે ફરવું એને માટે વધુ સ્વભાવિક હતું.

. ., નીચે કેમર ઓઢણીનો પાલવ ફેલાવીને ઊભી હતી. કોલા-કાતરનો એ. પાલવમા વરસાદ વરસાવતો હતો.

'બસ હવે, રહેવા દે !' કેમર કહ્યા કરતી હતી.

પણ કિશોર પ્રણયી આજે પોરસની પરાકાષ્ઠાએ હતો. પોતાના પુરુષાર્થથી પ્રિયતમાનો ખોળો છલકાવી દેવાની આજે તેની ·.ખેવના

હતી. ઝાડ પર કાતરા અને કોલ ખૂટી પડે, તો પોતાની નવ-જુવાન કાયાના કુળાં અવયવોને કોલ-કાતરા બનાવીને એના ખોળા ભરી દે, એવી આજે એની સ્થિતિ હતી !

એટલામાં કેસરે એક કરુણ ચીસ પાડી.

" શું થયું ? ' કેસરની ચીસથી બેબાંકળા બનીને બીજલે પૂછ્યું.

પણ જવાબ કોણ આપે ! ખોળામાં છલકાઈ પડેલ કોલ કાતરાને ઝાડના મૂળ પાસે ઠાલવી નાખી કેસર ડૂસકાં ભરી રહી હતી.

બીજલ નીચે ઊતર્યો.

હીબકતી કેસરને તેણે બાથમાં લેવાની કોશિશ કરી.

' આઘો રહે ! '

' પણ છે શું તે તો કહીશ કે નહિ કહે ?'

કેસરે આંગળી ચીંધી. થોડેક દૂર એક પંખીનો માળો ભાંગલતૂટલ દશામાં પડયો હતો. બાજુમાં બે ભાંગેલ ઇંડાના લોહીલુહાણ ઘુંદા હતાં.

બીજલ એક પળમાં જ બધી વાત સમજી ગયો. ઝાડ પરથી એની કૂદાકૂદીએ આ માળાને એના સ્થાન પરથી ખેડવી નાખ્યો હતો.

' પણ એમાં આટલી બધી રોકકળ શેની કરે છે ? '

પણ બીજલ જેમ જેમ પૂછતો જાય છે, તેમ તેમ, કેસર વધુ ને વધુ રોતી જાય છે ! એ રુદનમાથી વારંવાર ઉચ્ચારાતા, ભાંગ્યા તુટ્યા બે જ શબ્દો બીજલને કાને પડે છે: ' પાપીઆ ! બીચારા ! '

અને એ પ્રસંગ પછી એકાદ વરસ સુધી કેસર એ આંબલીના ઝાડને જોતાં વેંત રોઇ પડે છે. કોલ અને કાતરા તો તેને તે પછી અબખે જ પડી ગયા છે !

એ કેસર ક્યાં...અને આ કેસર ક્યાં. આવો મોટો ફેરફાર એના સ્વભાવમાં, થયો શી રીતે ?

'શા વિચાર કરી રહ્યો છો?' કેસરે પૂછ્યું.

'તેં આ બીડું ન ઝડપ્યું હોત, તો...'

'તો સારું થાત! પણ એ વાત તો હવે પૂરી થઈ. બીડું મેં ઝડપ્યું... અને મારા વતી તેં એ કામ પૂરુ કર્યું! હવે શું!'

'હવે! હવે ઘેર જઈએ.'

'ઘેર જઈએ! કરેલ કામનું પૂરેપૂરું વળતર વસૂલ કર્યા વગર?'

'એ તો અનીરાય ઘેર બેઠાં પહોંચાડશે'

'ત્યારે તું એમ માને છે, બીજલ, કે રા'નું માથું વાઢવાનું બીડું મેં ફક્ત મોતીની સાત છાબો મેળવવા માટે જ ઝડપ્યું હતું?'

'ત્યારે?'

'એ સાત છાબો તો પાશેરામાં પહેલી પૂણી છે; બીજલ, મારે તો તને...'

કેસર અધવચ્ચે જ થંભી ગઈ.

તેણે આમ તેમ, ઉપર નીચે, આડું અવળું જોયું.

પછી કોઈ જ સાંભળતું નથી એવી ખાતરી થતાં, હોઠને બીજલના કાનની છેક પાસે લાવીને પોતાના અધૂરાં વાક્યને તેણે પૂરું કર્યું:

'મારે તને જૂનાગઢની ગાદી પર બેસાડવો છે, બીજલ!'

અને બીજલ, એક ઊંડો નિશ્વાસ નાખીને, ઓરડાની છત પરના ચીતરામણને જોઈ રહ્યો.

( ૯ )

ગિરનારની તળેટી આજે ધુમ્મસનો સફેદસાડલો ઓઢીને, પોતે હવે સધવા નથી, પણ વિધવા છે, એવું ભાન જગતને કરાવી રહી હતી.

જૂનાગઢના રાજમાર્ગો વેરાન સમા લાગતા હતા. એનું એકેક ઘર આજે રડતું હતું.

જૂનાગઢ રાજ્યના ગામડાંઓ આજે જૂનાગઢ શહેરના સ્મશાને ઠલવાયાં હતાં.

આજે રા'ના શબને અગ્નિસંસ્કાર થવાના હતા, અને સોરઠરાણી પોતાના પતિદેવની અગ્નિશય્યા પર ચઢીને સતી થવાની હતી.

વિધિની વામ લીલાનો, સૌ શોકડૂબ્યા ચહેરે વિચાર કરી રહ્યા હતા.

'ઘડી-અધ ઘડીમાં શુંનું શું યે થઇ જાય છે! ખબર જ નથી પડતી!' કર્ણોપકર્ણ ગુસપુસ ચાલતી હતી: 'નહિતર ક્યાં એક પરદેશી ચારણ, ક્યાં જૂનાગઢ... અને ક્યાં, સિન્ધ!'

'અને રા'ને પણ કેવી કમતકી સૂઝી કે વગર વિચાર્યે એક ગઢવીને વચન આપી બેઠા!'

'એમાં રા'ની તો વડાઇ જ છે, ભા! એણે તો પોતાના એકવચનીપણાનો પરચો આપી દીધો, સિરને સાટે!'...એમાં કોનું બદનામ થયું હોય તો તો તે ફક્ત ચારણની આખી જાતનું! અને ..સિન્ધના આખા દેશનું!

'મને તો હજુયે વહેમ છે!' કોક બીજે ઠેકાણે વાતો થતી હતી:

'શેનો?'

'કે, આ એક પરદેશી ગઢવી આવીને હસતાં રમતા રા' જેવા રા'નું માથુ વાઢી ગયો, તેની પાછળ કોઇ જબરી રાજરમત હોવી જોઇએ!'

'હોય ઘાડે ના!' સાંભળનારે બોલનારની અલ્પબુદ્ધિનો ઉપહાસ કર્યો 'એ તો બે ને બે ચાર જેવી વાત છે! આમાં અટકળ કરવા જેવું છે જ શું?'

'પણ શું છે, એનો ભેદ જાણવા મળ્યો છે કે?' કોઇ ત્રીજાએ જિજ્ઞાસા દાખવી.

'દીવાનજીએ આપણા જાસૂસોને ચારે કોર ફેલાવ્યા છે એમ સાંભળ્યું છે જે દગો તે થોડા જ વખતમાં પાધરું થઈ જશે.'

'ઇ બધું તો જાણે સમજ્યા!' એમ ત્રીજે ઠેકાણે વાતો થતી હતી 'પણ આવે વખતે સોરઠરાણીને સતી થવાનો ચાળો સૂઝે તે કોણુ ટાણે સાપ કાઢવા જેવું નથી?'

'ચાળો!' બીજાએ કચવાઈને જવાબ આપ્યો 'જરા વિચાર કરીને બોલીએ, ભાઈ સોરઠરાણી સમી જગદંબા સતી થવા નીકળે, એને ચાળો ન કહેવાય!'

'સોરઠરાણી જગદંબા જેવાં છે માટે જ આવે કપરે વખતે રાજને એમની જરૂર છે!' કોઈ ત્રીજાએ અફસોસ ઉચ્ચાર્યો

'રા', ખાનવાન ચાલ્યો ગયો...હવે એક તરફ ગઢ જૂનાની ગાદી માટે ખટપટ ચાલશે અને બીજી તરફ મહારાના દુશ્મનો ત્રાટકશે. આવે વખતે સોરઠરાણી જેવી ગુની અને બહાદુર રાણી રાજગાદીનું રખોપું કરતી બેઠી હોય તો બધુંયે ઊંધું વળતું બચાવી લે ને!'

ઇ તો દીવાનજી પણ એમ જ માને છે ભાઈ!'

'અરે દીવાનજી શું, બધા જ એમ માને છે! મેં તો સાંભળ્યું છે કે સૌએ રાણીમાને પગે પડી પડીને સતી થવાનો વિચાર માંડી વાળવા વિનવ્યા.'

'પણ રાણીમા એકના બે થયા નહિ, એટલું જ ને? એમાં નવાઈ પણ નથી! રા'નો અને એમનો એક જીવ હતો, બા! કહેવાય રાજ્યશ્રીના શીકૃગોને તરછોડીને એ આપણા રા'ને વર્યાં હતાં એ તો જગત આખું જાણે છે!'

'પરમની નાનું મન બનાવી લક્ષણે પુરુષ રૂપે જ મોર્ડ, બા!' કોક રસિયો જીવ વાતોમાં વચ્ચે પુરાયો.

પણ આજે લોકોને રસ-ચર્ચા નહિ, પણ રાજ્ય-ચર્ચા વધુ ગમ-કતી રહી હતી .

'આ આખા કારસ્તાન આગળ પેલા અનીરાયનો તો હાથ ન હોય!'

'હોય પણ ભા! કહે છે કે સોરઠરાણીને પરણવાના તેને ઘણા કોડ હતા! એ અધૂરા રહી ગયા...તે દિ'થી રા'ને રગદોળવાની અને જૂનાગઢને મુખે ગીડું વવરાવવાની એણે પ્રતિજ્ઞા લીધી છે!'

'જે હશે તે થોડા વખતમાં જણાઈ આવશે, ભા!'

'આ જોષીઓ પણ કેવા ગપાટા મારે છે!' એક ચોથે ઠેકાણે વાતચીત થઇ રહી હતી.

'કેમ?'

'કેમ શું? એમના જોષ પ્રમાણે તો રા' પૂરા પોણોસો વરસના આયુનો ઉપભોગ કરવાનો હતો, અને આ તો બાપડો ભરજોબનમાં હાલી નીકળ્યો.'

'પણ આ વરસની આસપાસ રા'ને માથે એક જબરી ઘાત હતી, એટલું તો જોષીઓએ કહ્યું જ હતું!'

'પણ એ ઘાતનું તો મૂળ જ ખોદાઇ ગયેલું—વરસો પહેલાં!'

'એ વળી શી વાત છે?' એ ચાર જણાએ મામટું કુતૂહલ દાખવ્યું.

'તમને જુવાનિયાંવને ક્યાંથી ખબર હોય, એ વાતની?' નેવું વરસના એક વૃદ્ધ પુરુષે હવે રંગમંચ પર આવવાનો પોતાનો વારો છે એવા ભાવથી આગળ આવીને કહ્યું: 'રા'ને એક બહેન હતી!'

'હતી કે છે!'

'એ સવાલનો જવાબ આપવો મુશ્કેલ છે! તમે આખી વાત સાંભળશો ત્યારે ખબર પડશે.'

'ભલે!'

